શ્રી આગમોદ્ધારક ગ્રંથમાળા નં. ૨૯

સકલાગમોપનિષદ્ભૂત—
શ્રી નમસ્કાર મહામંત્રાય નમઃ

# મહામંત્રના અજવાળાં

' नमस्कारमंत्रे मनश्चेन्न दत्त,
तत किं समस्तैर्विविधोद्यमैश्च ' '

" આ પ્રકાશનમાં શ્રી નમસ્કાર મહામંત્ર અને એના જાપને લગતી અનેક તાત્વિક વિગતોનો સંગ્રહ છે "



શ્રી નમસ્કાર મહામંત્રની વ્યવસ્થિત આરાધના કરનારા મુમુક્ષુ આત્માઓ આ પુસ્તકના સાચા અધિકારી છે

શ્રી નવકારની શરણાગતિ
સ્વીકારવાથી જ નવકારનું
બળ મળે છે

પ્રકાશક શ્રી રમણલાલ જેચંદ શાહ
મંત્રી, શ્રી આગમોદ્ધારક જૈન ગ્રંથમાળા
મુ. કપડવંજ (ગુજરાત)

મૂલ્ય ૧-૬૦

પ્રથમાવૃત્તિ ૧૦૦૦
વી નિ સં ૨૪૯૧, વિ સં ૨૦૨૧
આગમો સં ૧૫

મુદ્રક—અમરચંદ બેચરદાસ મહેતા
શ્રી બહાદુરસિંહજી પ્રિન્ટીંગ પ્રેસ,
પાલીતાણા (સૌરાષ્ટ્ર)

# પ્રકાશકીય નિવેદન

પરમપૂજ્ય જૈનશાસનના તેજસ્વી સૂર્યસમા બહુશ્રુત ધ્યાનસ્થ સ્વર્ગસ્થ **આગમોદ્ધારકશ્રી**ના નામ સાથે સંકળાએલી અમારી આ સંસ્થા પરમકૃપાળુ શાન્તમૂર્તિ ગચ્છાધિપતિ પૂ. આ. **શ્રી માણેકસાગરસૂરીશ્વરશ્રી**ની સતત શ્રુતોપાસના અને અમીદૃષ્ટિના પ્રતાપે ટૂંક સમયમાં તાત્ત્વિક અને અત્યુપયોગી વિવિધ પ્રકારના સત્તાવીશ જેટલા ગ્રંથરત્નોનું પ્રકાશન કરી શકી છે.

આ એક અમારા માટે ખૂબ જ ગૌરવ અને આનંદની વાત છે.

પ્રસ્તુત પ્રકાશન ખરેખર આન્તર કર્મમલને દૂર કરવા માટે અમોઘ ઉપાય સમાન પરમોચ્ચ શ્રી નવકાર મહામંત્રના તાત્ત્વિક સ્વરૂપને જણાવનાર વિવિધ સામગ્રીથી ભરપૂર છે.

અમારી ગ્રંથમાળાના ગૌરવમાં વધારો કરે તેવું આ પુસ્તક છે.

આના પ્રકાશનનો લાભ અમને મળે છે તે ખરેખર અમારા માટે ખૂબ જ મહત્ત્વની વાત છે.

પ્રસ્તુત પ્રકાશનમા દરેક રીતે વ્યવસ્થિત અને પદ્ધતિસર મેટરની ગોઠવણી અને પ્રૂફ સંશોધન તેમજ પુસ્તકની સુંદરતામા વધારો કરવાની ચીવટ આદિ દ્વારા પોતાના બહુમૂલ્ય સમય આપવાની ઉદારતા દાખવનાર પરમપૂજ્ય મુનિરત્ન **શ્રી ક્ષમાસાગરજી** મ તેમજ પ્રકાશનમા હાર્દિક લાગણીથી આર્થિક ભક્તિનો લાભ લેનારા સઘળા મહાનુભાવો તથા બી પી પ્રેસના અધિપતિ, તેમજ કવરપેજ છાપનાર દીપક મુદ્રણાલયના અધિપતિ તથા કલાત્મક કવર-પેજની છપામણી પાછળ અથાગ પરિશ્રમ લેનાર ધર્મપ્રેમી સારાભાઈ પી ગજરાવાળા (અમદાવાદ) વગેરે સઘળા મહાનુભાવોના ધર્મપ્રેમની અનુમોદના કરીએ છીએ

મુદ્રણદોષ કે છદ્મસ્થ સુલભ બીજી કોઈ ક્ષતિ આ પ્રકાશનમા હોય તેની ક્ષમાપના સાથે પ્રસ્તુત પુસ્તકનો સદુપયોગ કરી ભવ્યાત્માઓ આત્મકલ્યાણના પુનિત પથે વિશિષ્ટ રીતે આગળ ધપે એ શુભાભિલાષા સાથે વિરમીએ છીએ

લી૰ શ્રી આગમોદ્ધારક
જૈન ગ્રંથમાળા વતી
મંત્રી,
શા રમણલાલ જેચંદભાઈ

વિ સં ૨૦૨૧
ભાદ્રપૂર્ણિમા



## આ ગ્રંથના પ્રકાશનમાં આર્થિક ભક્તિનો લાભ લેનાર પુણ્યાત્માઓ

---

૮૦૦) શ્રી સુધારાખાતાની જૈન પેઢી   મ્હેસાણા

૨૦૦) જૈન મહાજનની પેઢી   ચાણસ્મા

૨૦૦) પૂ મુનિરાજ શ્રી લબ્ધિવિજયજીના સદુપદેશથી એક સદ્‌ગૃહસ્થ

૧૫૧) શકરીબેન જૈન ઉપાશ્રય પરીખ બીલ્ડીંગ, એલીસબ્રીજ, અમદાવાદ ૬

૧૦૧) શ્રી ખાણભાઈ જે ચોરા ઘડીયાળી, અમદાવાદ

૧૦૧) પૂ મુનિરાજ શ્રી શશીપ્રભસાગરજીના ઉપદેશથી લસુંદરા જૈન સંઘ   લસુંદરા

૫૧) સ્વ શ્રી શાંતિલાલ છોટાલાલના સ્મરણાર્થે   છાણી

૪૫) પૂ સાધ્વીજી શ્રી સુમલતાશ્રીજીના ઉપદેશથી

૨૫) શ્રી સોમાભાઈ પૂનમચંદ વકીલના સુપત્ની મોતીકોરબેન   કપડવંજ

# શ્ર દ્ધાં જ લિ

---

પરમતારક, પરમારાધ્ય, જીવનશુદ્ધિના ઉચ્ચતમ પથના રાહને દર્શાવનારા, સર્વસમર્પણની દિવ્યતાની અનુભૂતિને અનુભવનારા પરમેષ્ઠિઓની આજ્ઞાને આત્મસાત્ કરી જીવનને કૃતાર્થ કરનારા મુજ પામર જીવનની કાયાપલટ કરવાનો અનુગ્રહ ધરનારા, મહામના સૌમનસ્યશાલી મહાપુરુષોના ચરણોમા વિનીતભાવે—

શ્ર. દ્ધાં જ લિ.

—અભય

# વ દના જ લિ

આત્મશક્તિઓના સાનુબ ધ વિકાસમા પરમહેતુભૂત જિનશાસનની સફળ આરાધનામા મુજ જીવનની મૌલિક-શક્તિઓના વિકાસમા અનન્ય સાધારણ ફાળો આપી નિષ્કારણ કરુણા વરસાવનાર—

પ. પૂ ધ્યાનસ્થ સ્વ આગમોદ્ધારકશ્રી,
પ. પૂ. વાગ્મિ. પર્વબોધક ગચ્છાધિપતિશ્રી
પ. પૂ. શાસન સુભટ તારક ગુરુદેવશ્રી.

—ગુરુ-ત્રિપુટીના પુનિત પાદપ કજે અતિ નમ્ર ભાવે—

વ દના વ દના વ દના

લી અમર

# શુ ? ? ?

## અને

# કેમ ? ? ?

---

પુણ્યવાન્ આરાધક આત્માઓને માટે દેવગુરુની કૃપા દ્રવ્યપ્રાણોના ટકાવ માટે જરૂરી અન્ન પાણી અને શ્વાસોશ્વાસની જેમ ખૂબ જ અગત્યની છે

વર્તમાન કાલે આરાધક આત્મા અશુભ સસ્કારો તળે મૌલિક આત્મશક્તિયોથી લગભગ વચિત હોય છે તેથી વિશિષ્ટ પ્રયત્નબળે પરમાત્મપદને પામેલા કે પામવાના ઉત્તરોત્તર ક્રમિક વિકાસના પથે પદ્ધતિસર આગળ વધી રહેલા દિવ્યશક્તિસપન્ન મહાપુરુષોની નિશ્રાદ્વારા તેઓશ્રીની વિશિષ્ટ આત્મશક્તિની પ્રબલ નિમિત્ત કારણતાનો લાભ આરાધક પુણ્યાત્માએ મેળવવાની ખાસ જરૂર છે

આ રીતે રત્નત્રયીની આરાધનામા ડગલે પગલે ઉપયોગી પચપરમેષ્ઠીયો અને તેઓશ્રીની ગુરુગમ સાથેની ભક્તિ ઉપાસના આરાધનાનું પ્રાથમિક અગ બને છે

પણ તે ઉપાસનાના હાર્દને સમજ્યા વિના તેમજ તેની વ્યવસ્થિત પદ્ધતિના પરિચય વિના અનાદિકાલીન અહં-મમના સંસ્કારોના અપસર્પણમાંથી જન્મની સમર્પણવૃત્તિ, દૃઢનિષ્ઠા, આજ્ઞાપાલન તત્પરતા અને ગુરુગમથી જીવનને જ્ઞાનીઓના વચનો સાથે સાંકળવાની સહજ પ્રવૃત્તિ થઈ શકતી નથી

તેથી પ્રસ્તુત પુસ્તકમાં પંચપરમેષ્ઠીઓના તાત્ત્વિક સ્વરૂપની સમજુતી, તેઓશ્રીની ઉપાસનાની શાસ્ત્રીય પદ્ધતિનું બાલજીવોપયોગી નિરૂપણ તેમજ આરાધનામાં જરૂરી પદાર્થોના અવલંબનનું હાર્દ આદિ સમજાવનારા વિવિધ પદાર્થોનો સંગ્રહ કરવામાં આવ્યો છે

પ્રસ્તુત પુસ્તક નવસર્જનાત્મક નથી પણ સંકલનાત્મક છે

તે તે અધિકારી આરાધકભાવસંપન્ન કલ્યાણકામી મુમુક્ષુઓને પોતાની સાત્ત્વિક આરાધના દરમ્યાન સંસ્કારો અશુભ વાતાવરણાદિના નિમિત્તબળે ટોળાણુ ઉભુ કરે ત્યારે અવલંબનરૂપ થઈ પડે તેવા મહત્ત્વના તાત્ત્વિક, શાસ્ત્રીય અને પ્રસંગાનુરૂપ સદ્વિચારોના સંગ્રહાત્મક એક પુસ્તકની જરૂર ઘણા સમયથી અનુભવાતી

દેવ ગુરુની કૃપા બળે આજે તે જરૂરીયાતની અલ્પાંશે પણ આ સંગ્રહાત્મક પુસ્તક દ્વારા પૂર્તિ

થાય છે એ ખુબ જ આનંદપ્રદ અને અનુમોદનીય બીના છે

આરાધક બન્ધુઓ વિવિધ કક્ષાના હોય પણ પ્રસ્તુત સંગ્રહ મોટે ભાગે આરાધનાના પ્રાથમિક પગથારે ઉભા રહી પોતાની આરાધનાની વ્યવસ્થિતતા જાળવવા મથતા મુમુક્ષુઓને નજર સામે રાખી, (સંપાદક પોતે પણ એ કક્ષાએ હોઈ) વ્યક્તિગત આરાધનાના સ્તરને સુવ્યવસ્થિત અને સુસંપન્ન બનાવવાના ઉદ્દેશથી કરવામાં આવ્યો છે

તેથી સંભવ છે કે પુણ્યયોગે મળેલ આરાધનાની વિશિષ્ટ સામગ્રીનો યથોચિત લાભ લેનારા દેવગુરુ કૃપાના પૂર્ણ અધિકારી ઉત્તમ જીવોને કદાચ આ સંગ્રહ બહુ મહત્ત્વનો ન પણ લાગે

પરંતુ આરાધનાના પંથે પા પા પગલી માંડનારા અને વ્યવસ્થિત રીતે યથોત્તર આત્મવિકાસની ઝંખના રાખનારા આરાધક પુણ્યાત્માઓને તો આ સંગ્રહ પરમ આશીર્વાદરૂપ અને કુશળ ભોમીયાની ગરજ સારે તેવો નિવડે તો નવાઈ નહિ !!!

પૂર્વે જણાવાયું છે કે આ પુસ્તક નવસર્જનાત્મક નથી પણ સંકલનાત્મક છે એટલે અલ્પસંખ્યક લેખ કોની સામગ્રી હોત તો નામ નિર્દેશ પૂર્વક કૃતજ્ઞતા

વ્યક્ત કરત પરન્તુ અનેક પુસ્તકો અને સામયિકોમાથી આ સકલન કર્યું છે તેથી દરેક લેખક મહાશયોના શુભ નામ આપવા શક્ય નથી

સમુચ્ચય રૂપે એટલુ જણાવી દઉં કે શ્રી કલ્યાણ, સુઘોષા, ધર્મચક્ર, અમીધારા, જૈન આદિ પત્રો અને મહામત્રની સાધના, પરમેષ્ઠી નમસ્કાર, અચિન્ત્ય ચિતામણિ, આદિ પુસ્તકોમાથી સાર સચય કરેલ છે

તેમજ થોડીક સામગ્રી સપાદકે પણ સગ્રહને અનુરૂપ તૈયાર કરી સગ્રહમા સકલિત કરી છે

પરન્તુ મોટો ભાગ તે તે સામયિક અને પુસ્તકોમાથી આરાધકોની આરાધનાને વ્યવસ્થિત રૂપ આપવાની વાત ધ્યાનમા રાખી, ઘટિત ફેરફારો અને પ્રસગાનુરૂપ સુધારા-વધારા સાથે પ્રસ્તુત સગ્રહમા સાકળી લેવામા આવી છે

એટલે સમુદિતરૂપે આ સગ્રહના તે તે મહામના લેખકોના ધર્મસ્નેહની અનુમોદના સાથે તેઓ પ્રતિ કૃતજ્ઞતા અત્રે પ્રગટ કરી આત્મસતોષ મેળવી લઉં છુ

ખાસ કરીને આ સગ્રહ તૈયાર કરવામા પરોક્ષ રૂપે દેવગુરુની પરમ કૃપા છે જ તદુપરાત મારા જીવનને કઈક વ્યવસ્થિતરૂપ આપવામા મહત્ત્વનો ભાગ ભજ

વનાર પરમોપકારી, તાત્ત્વિકદૃષ્ટિથી પરિપૂર્ણ **શ્રી હારિભદ્રીય ગ્રંથોનો** મહત્ત્વ-પૂર્ણ ફાળો છે

તેમજ તે ગ્રંથોને સમજવાની નિર્મળ દૃષ્ટિ આપનાર **મહાપુરૂષ**, ધ્યાનસ્થ સ્વર્ગસ્થ પ પૂ૦ **આગમોદ્ધારક** શ્રી ગચ્છાધિપતિ પ પૂ૦ આચાર્ય ભગવંત **શ્રી માણેકસાગરસૂરીશ્વરજી** અને મારા જીવનને સાધનાનું રૂપ બનાવનાર અનંતોપકારી પૂ૦ **ગુરૂદેવેશ શ્રી ધર્મસાગરજી ગણિવરશ્રી** આદિ મહાપુરૂષોની સીમાતીત કરુણા પ્રબલ હેતુરૂપ રહી છે

પ્રત્યક્ષ સહાયક તરીકે શાન્તમૂર્તિ, નમ્રતાપુંજ, સૌમ્ય સ્વભાવી, પ્રવચન પટુ પૂ૦ ઉપા૦ **શ્રી કૈલાસસાગરજી** ગણીંદ્રના શિષ્ય ધર્મસ્નેહી મુનિરાજ **શ્રી ક્ષમાસાગરજી** રહ્યા છે

જેમણે લેખોનું બાહ્ય સંકલન, મુદ્રણ અને તદ્રુપયોગી કાર્યોમાં સહાયક થવા દ્વારા મને બાહ્ય જવાબદારીયોના બોજાથી ઘણો મુક્ત રાખ્યો છે

પુસ્તકના બાહ્ય અને અંતરંગ રૂપના ઘડતર માટે ખૂબ જ મમતા સાથે કાળજી ધરાવીને શ્રી નમસ્કાર મહામંત્ર પ્રતિ તેઓએ પોતાની ભક્તિ વ્યક્ત કરી છે તે ખરેખર ચિર સ્મરણીય છે

## શ્રી નમસ્કાર મહામંત્રના જાપના બે વિશિષ્ટ પ્રકારો

### ણમો નું રહસ્ય

**આધ્યાત્મિક વિકાસની સફળ કૂંચી સમા શ્રી નમસ્કાર મહામંત્રની વિશિષ્ટ શક્તિનું વર્ણન**

ણમો–એટલે નમસ્કાર ભક્તિ, બહુમાન અંતરંગપ્રીતિ

ણમો–એટલે અન્ય ભવ્યાત્માઓના પરમાત્માને કરાતા ભાવ ભર્યા નમસ્કારના સ્મરણ સાથે તેની ભૂરિ ભૂરિ અનુમોદના

ણમો–એટલે પરમાત્મતત્ત્વના શરણનો સમર્પણ પૂર્ણ સ્વીકાર

ણમો–એટલે પ્રભુજી પાસે પોતાના દુષ્કૃત્યોની આંસુ ભર્યા હૃદયથી નિંદા ગર્હા

ણમો–એટલે હૃદયના સર્વ ભાવોને પ્રભુ પ્રત્યે નમાવવા, પ્રભુમા સમાવવા

ણમો–એટલે જેને નમતા હોઇએ એના સુકૃત્યોની, સદ્‌ગુણોની હાર્દિક અનુમોદના

ણમો–એટલે નમસ્કાર્યના પોતા પર થયેલા ઉપકારોના ઋણનો સંપૂર્ણ સ્વીકાર

ણમો–એટલે ઉપકારીના ચરણોમા પોતાનુ સર્વસ્વ સમ પવાનો શુભભાવ

ણમો–એટલે ભવની જડ સાધનામા રક્ત થયેલ, મન અને ઇંદ્રિયોને પાછા વાળી પરમાત્મ તત્ત્વ સ્વરૂપ આત્મસાધનામા લયલીન બનાવવા તે.

ણમો–એટલે કષાયોથી ઉત્તેજિત થયેલ મનને શાંત બનાવવું તે.

ણમો–એટલે પ્રભુ પ્રત્યે પોતાના મનને ખુલ્લુ બનાવવું સન્મુખ કરવું

ણમો–એટલે પોતાના આત્માનો પરમાત્મામા ભાવથી સંકોચ કરવો તે

ણમો–એટલે સ્વ–આત્મામા જ રહેલા અનંત ગુણોમા રમવુ

ણમો–એટલે જડતત્ત્વ પ્રત્યેના રાગને દૂર કરી વૈરાગ્ય ભાવ પ્રગટાવવો તે

ણમો–એટલે જીવતત્ત્વ પ્રત્યેના દ્વેષને દૂર કરી સર્વ જીવો સાથે આત્મસમાન ભાવ પ્રગટાવવો તે

ણમો–એટલે કાયાની માયાને હાકી કાઢવી તે

ણમો–એટલે પુદ્ગલની મમતાને મારવી તે

ણમો–એટલે ચિત્તને સમતા રસમા ઝબોળવું તે

ણમો-એટલે આત્માના સ્વાભાવિક અનંત સુખ તરફ મીટ માંડવી તે

ણમો-એ વિષય કષાય રૂપ સંસાર સાગરની પેલેપાર રહેલ પરમાત્માને મળવા માટેનો એક પૂલ

ણમો-આત્માના અનંત ગુણ ખજાનાને ખોલવાની ચાવી છે

ણમો-જ વિશ્વનું અમૃત છે વિશ્વનો આધાર છે વિશ્વની વ્યવસ્થા છે

ણમો-મા ઓમકાર રૂપે પંચપરમેષ્ઠિમય વિશ્વની શ્રેષ્ઠ શક્તિ-મહાશક્તિ વિરાજે છે

ણમો-મા સારીયે વિશ્વ પ્રકૃતિને તથા કર્મ સત્તાને નમાવવાનું અચિંત્ય સામર્થ્ય છે પરંતુ આ નમસ્કાર પરમાત્મતત્ત્વને બદલે જો ભૌતિક તત્ત્વને કરવામાં આવ્યો તો સર્વ હકિકત વિપરીત પરિણમે છે

ણમો-એટલે કોઇ પણ મનગમતી ચીજને નમવું તે તરફની રૂચિ આપણે હર પળે નમી જ રહ્યા છીએ, પરંતુ તે નમસ્કાર કેવળ જડ પદાર્થો અને ઐહિક સુખો પ્રત્યેનો જ હોવાથી ભવ વધારી આપે છે કર્મસત્તાના દાસ બનાવે છે આત્મસ્વાતંત્ર્યથી અળગાજ રાખે છે

જ્યારે આવો નમસ્કાર બહુમાન પ્રીતિ સાથે આત્મિક સુખ અને એ સુખના સાધનોને દેનારા પચ પરમેષ્ઠિ સ્વરૂપ પરમાત્મ તત્ત્વને કરવામા આવે છે, તો ઉપર મુજબની હકીકતોનો ગુરુગમથી અનુભવ કરી શકાય છે

સસારથી મુક્ત બનવા માટે નમસ્કાર છ પણ તે પરમાત્મા પ્રત્યેનો જ હોવો જોઇએ

સસારને નમનાર સસારમા જ ભટકે છે

આપણી સવ વૃત્તિઓ, સવ શક્તિઓ, સવસ્વ સમપણના ભાવપૂવક પરમાત્માને ચરણે નમાવી દઇને ભાવ નમસ્કાર કરવાનુ સદ્‌ભાગ્ય અવશ્ય પ્રાપ્ત કરી શકીએ

**‘શરીર અને વાણીની સાથે મનને, મનની સર્વ વૃત્તિઓને નમાવવી તે ભાવનમસ્કાર છે’**

જેની શક્તિ વીજળી કરતાયે વિશેષ છ, પવન કરતાયે ઝડપી છે, પાણીથી પવિત્ર છ, આકાશથી ય વિશાળ છે, કે જે મહાશક્તિ આત્માને શીઘ્રતાથી તેના મૂળભૂત સ્થાનમા લઇ જઇ શકે છે, ક જ્યા કેવળ આત્યતિક અનત–સ્વતત્ર સુખ જ ભયુ છ

સર્વ જીવોને આવો ભાવ નમસ્કાર પ્રાપ્ત થાઓ અને એ દ્વારા સવ જીવાત્માઓનો મોક્ષ થાઓ



## મહામંગલ શ્રી નવકાર

નવકારમંત્રને ગણનાર માનવીનું પાપ જાય છે

નવકારમંત્રને સાંભળનાર માનવીનું પાપ જાય છે

નવકારમંત્રને સંભળાવનાર માનવીનું પણ પાપ જાય છે

અરે ! જ્યાં જ્યાં એના શ્વાસોશ્વાસ અડે તેના પણ પાપ ધોવાઈ જાય છે

સર્વ કાળના પાપનો નાશ કરવાની શક્તિ નવકારમાં છે

સર્વ પ્રકારના પાપનો નાશ કરવાની શક્તિ નવકારમાં છે

સર્વ લોકના પાપનો નાશ કરવાની શક્તિ નવકારમાં છે

સર્વ રીતે પાપનો નાશ કરવાની શક્તિ નવકારમાં છે

નવકારમંત્ર એટલે તાવી તાવીને ચોકખું કરેલું શુદ્ધ ઘી નવકારમંત્રની આરાધનાના વાતાવરણથી વિરાધનાની દુર્ગંધ દૂર થાય છે અને આરાધનાની સુવાસ ફેલાય છે

આત્માની પવિત્રતા હોય તો જ નવકારમંત્ર ગણવાનો અધિકારી છે તે મંત્ર ગણનારો આત્મા સુપાત્ર હોવો જોઇએ

નવકારમંત્રની ભક્તિ એટલે જૈનશાસનની ભક્તિ

અનાદિ અનંતકાળથી આત્મામાં રહેલ મોહના ઝેરને ઉતારનાર નવકારમંત્રનું સ્મરણ છે અને એ જ શુદ્ધ નિશા છે

જે આત્મા હૈયામાં પવિત્રતા પૂર્વક નવકારમંત્રનું રટણ-સ્મરણ કરે છે, તેના પાપો નાશ થાય છે અરે! એટલું જ નહિ પણ નમસ્કાર ગણનારને અન્ય પણ હાથ જોડે પ્રશંસા કરે તો તેના પણ પાપો નાશ પામે છે

સિદ્ધાંતમાં-મહાસિદ્ધાંત, શ્રુતસ્કંધમાં-મહાશ્રુત સ્કંધ, ધ્યાનમાં-મહાધ્યાન, અને સ્વાધ્યાયમાં-પરમ સ્વાધ્યાય જો કોઇ હોય તો નવકારમંત્ર જ છે

આજનો સંસાર રાગમાં, દ્વેષમાં, ક્લેશમાં, મોહમાં અને વિસંવાદમાં મૂંઝાયેલો છે એની જ્વાળાને બુઝાવવા નવકારમંત્ર નીર સમાન છે

નવકારમંત્રની ઉપાસના, આરાધના, સાધના, જાપ, રટણ સ્મરણ, ઉચ્ચારણ વિગેરે સંસારની વિચિત્રતામાંથી અશરણતામાંથી, દુઃખની જ્વાળામાંથી તારણહાર છે

સાચી સ્વતંત્રતા, સમજણ અને સરમાગ્નો નિવેતી સંગમ નવમારની શ્રદ્ધા, આરાધના અને ઉપાસનામા રહેલો છે

નવકાર એટલે જૈનશાસનની પ્રતિજ્ઞાનો સ્વીકાર

નવકાર એટલે નવને કરનાર

નવનિધિ આપનાર નવકાર

જુનુ કાઢનાર અને નવું કરનાર તે નવકાર

'નવું આપનાર તે નવકાર નવું શું આપનાર? ચાર ગતિ જુની છે, એટલે પાચમી નવી ગતિ મોક્ષ એટલે ૪ ગતિ ગાળી ૫ મી ગતિને આપનાર નવકાર

વ્યક્તિમા રહેલા વ્યક્તિત્વને ઓપ આપનાર નવકાર

સાચી સ્વતંત્રતા, સાચુ સ્વરાજ્ય આપનાર નવકાર

સાચી આઝાદી, અને સાચી આબાદી આપનાર પણ નવકાર

પરાણે અપાતો દવા જેમ રોગીના રોગને ગાળે છે, તેમ 'પરાણે સંભળાવાતો, બોલાતો નવકારમંત્ર પણ પાપીના પાપને' ટાળે છે

નવકારને હૈયામા બેસાડવા માટે નવકારની આરાધનાની જરૂર છે

નવકાર પ્રત્યેની સાચી શ્રદ્ધા, સાચુ મ ગલ આપશે

આજની દુનિયા નવકારમ ત્રની સાધનાને ઓળખી શકતી નથી એટલે પ ચપરમેષ્ઠિનો મહિમા જાણ્યા વિના વ ચિત રહી જાય છે

નમસ્કારને નમસ્કાર કરનાર આત્માઓનું મિથ્યાજ્ઞાન વિદાય લે છે અને જ્ઞાનપૂજ પ્રકાશ પામે છે

આ સ સારમા કોઈના પર શ્રદ્ધા નહિ હોય તો ચાલશે પણ સ સારથી પર રહેવા પચપરમેષ્ઠિ ઉપર વીતરાગદેવની ઉપાસકતા અને તારકતા ઉપર તેમજ નવકારમ ત્ર ઉપર તો શ્રદ્ધા રાખવી જ પડશે તો જ સ પત્તિવાળાની સ પત્તિ ફાળીફૂલી રહેશે અને વિપ ત્તિવાળાની વિપત્તિ સ પત્તિમા ફેરવાઈ જશે

જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ એ મ ગલકારી નવકારમ ત્રમા છે નવકારમ ત્રનો જાપ, અને તેની સાધના અણમોલ તથા હાઈડ્રોજન બોમ્બ છે જે શસ્ત્રાસ્ત્રો પછી કોઈ નવા શસ્ત્રો નથી

નવકારમ ત્રના પાછળના ચાર પદો પર, પાચ પદો પ્રતિષ્ઠિત છે એ પાચ પદો ચારિત્રના પ્રતીક છે છઠ્ઠુ સાતમું પદ જ્ઞાનના પ્રતીક છે આઠમું-નવમુ પદ શ્રદ્ધાના પ્રતીક છે

નવકારમ ત્રમા પચપરમેષ્ઠી ભગવ તને નમસ્કાર,

તે નમસ્કારનો મહિમા, તેમ જ પરમેષ્ઠી તથા ણમો ને કહેનારા પદોનો મહિમા ભરપૂર છે

'ણમો, લોએ, તથા ભગવ' નવકારમા પ્રથમ, મધ્યમ, તથા અન્ત્યમગલ આ રીતે છે પ્રથમમા વિસ્તાર સૂચિત થાય છે હવણમા ત્રિકાલ સત્તા સૂચિત થાય છે

'નવકારની સાધનાવાળો નવગ્રૈવેયક સુધી' જાય અને નવકારની શ્રદ્ધાવાળો ચૌદ રાજ લોકના અગ્ર ભાગે જાય

ભૂતકાળમા અરિહંત સિવાય કોઈને મસ્તક નમાવ્યું હોય તેનુ પ્રાયશ્ચિત કરું છુ, ને ણમો શબ્દથી બાલિક શ્રદ્ધાનુ સ્વીકારે છે

વર્તમાનમા અરિહંતમા જ, પરમેષ્ઠિમા જ શરણુ એ સિવાય કોઈ મારા દેવ નથી ભવિષ્યકાળમા પચ પરમેષ્ઠી સિવાય અન્ય કોઈને હું મસ્તક નમનારો ન બનું ભવોભવ પરમેષ્ઠિનું શરણુ સ્વીકારુ !

ત્રણે કાળમા, ત્રણે લોકમા શાશ્વતી સ્થાપના હોય તો તે નવકાર મહામત્રની સ્થાપના

કર્મને નહિ, 'કર્મ ની પરપરા તોડવા માટે નવકારમત્ર છે'

દુખને નહિ, દુખની પરપરા તોડવા માટે નવકારમંત્ર છે

મરણ નહિ મરણની પરપરા તોડવા માટે નવકારમંત્ર છે

જન્મ નહિ, જન્મની પરપરા તોડવા માટે નવકારમંત્ર છે

પાપ નહિ, 'પાપની પરપરા તોડવા માટે' નવકારમંત્ર છે



શિવમસ્તુ સર્વજગત, પરહિતનિરતા ભવન્તુ ભૂતગણા ।
દોષા પ્રયાન્તુ નાશ, સર્વત્ર સુખીભવતુ લોક ॥




આત્મશક્તિઓના વિકાસની પ્રાથમિક ભૂમિકારૂપ ધ્યાનની સિદ્ધિ
માટે ધ્યાન કરવા માટે ઉપયોગી

## શ્રી નમસ્કાર મહામંત્ર

# અંતરની પ્રાર્થના

૧ હે ! કરૂણારસસિન્ધુ, કલ્પવૃક્ષ શિરોમણિ ત્રણલોકના નાથ, દેવાધિદેવ શ્રી પાર્શ્વનાથ ભગવંત ! આપના અચિંત્ય પ્રભાવથી શ્રી અરિહંત પરમાત્મા, તેમનો પ્રરૂપેલો ધર્મ અને તે ધર્મનું પાલન કરનાર ચતુર્વિધ સંઘમાં રહેલી સર્વ કલ્યાણકારકતા તથા રહેલ પ્રાણીમાત્રના કલ્યાણના ભાવોની વિશ્વના જીવોને જાણ થાઓ જેથી વિશ્વના જીવો શ્રી અરિહંત પરમાત્મા, તેમનો પ્રરૂપેલો ધર્મ અને તે ધર્મનું પાલન કરનાર ચતુર્વિધ સંઘ ઉપર આદર-બહુમાન વાળા બને

૨ હે ! કૃપાસાગર, અચિંત્ય ચિંતામણિ, ત્રણભુવનના સ્વામી, પરમાત્મન્ ! આપના અચિંત્ય પ્રભાવથી વર્તમાન જૈન સંઘ મૈત્રી આદિ સર્વ કલ્યાણકારી ભાવોથી પૂર્ણ બનો.

૩ હે દયાસમુદ્ર ! ત્રિભુવન ઉપકારી પરમાત્મન્ ! આપના અચિંત્ય પ્રભાવથી વર્તમાન જૈન સંઘ શ્રી પંચપરમેષ્ઠી ભગવંતોની ભક્તિમાં મસ્ત બનો

૪ હે ત્રિભુવનતારક નાથ ! આપના અચિંત્ય પ્રભાવથી વર્તમાન જૈન સંઘ શ્રી પંચપરમેષ્ઠી ભગ

વર્તામા રહેલી અનત કલ્યાણકારી ભાવનામા રહેલ અચિત્ય શક્તિ ઉપર પૂર્ણ શ્રદ્ધાવાળો બનો

૫ હે સકલ મનોવાછિત પૂરક ! અનત ગુણોના ભડાર, પરમાત્મન્ ! આપના અચિત્ય પ્રભાવથી વર્તમાનમા રહેલા સુવિહિત મુનિવરો પચ પરમેષ્ઠી ભગવતોની ભક્તિ અને સર્વ જીવોના કલ્યાણની ભાવનાનો ઉપદેશ આપનારા બનો

૬ હે સકલ વિઘ્નનુ નિવારણ કરનારા ! સર્વ દુઃખદૌર્ભાગ્યનો નાશ કરનારા, ત્રિલોકના નાથ પરમાત્મન્ ! આપના અચિત્ય પ્રભાવથી અમારા તન, મન, ધન, વચન અને ભાવ, અમારા દશે પ્રાણો આપના અનત કલ્યાણકારી ચરણકમળમા સમર્પિત થાઓ અમારુ સર્વસ્વ આપના ચરણમા સમર્પિત કરવામા વિઘ્ન કરી રહેલા મોહનીય અતરાય આદિ ક્લિષ્ટ કર્મોનો આપના પ્રભાવથી નાશ થાઓ ! !

૭ હે નાથ ! દેવાધિદેવનુ શાસન જયવત વર્તો વિશ્વમા તે શાસન સન્મુખ જગતના જીવો બને તેવુ વાતાવરણ ઉત્પન્ન થાઓ તેવુ વાતાવરણ ઉત્પન્ન થવામા આપના પ્રભાવથી અમારુ સર્વસ્વ સમર્પિત થાઓ ! !



# અ નુ ક્ર મ ણિ કા

## કથા વિભાગ











# મહામંત્રના અજવાળાં

## શ્રી નમસ્કાર મહામંત્રનુ રહસ્ય

" णमो अरिहताण

આ પદથી શ્રી અરિહંત પરમાત્માને નમસ્કાર થાય છે

"શિવમસ્તુ સર્વ-જગત" સર્વ જગતનુ કલ્યાણ થાઓ આ ભાવના શ્રી અરિહંત પરમાત્માએ રોમેરોમમા પ્રગટાવી છે

આ ભાવના એવી ઉચ્ચ ભાવના છે કે પોતાનું કલ્યાણ ઇચ્છતા દરેક આત્માએ તે સેવવી જ જોઇએ. બીજા જીવોનુ કલ્યાણ ઇચ્છવાથી જ આપણા આત્માનુ કલ્યાણ સાધી શકાય છે અને અનંત સુખના સ્વામી બની શકાય છે.

આ ભાવના આપણી પોતાની જ બની રહે એ માટે આ ભાવનાના સ્વામી શ્રી અરિહંત પરમાત્માને આ પદમાં નમસ્કાર કરાય છે

* णमो सिद्धाणं

બીજા પદે શ્રી સિદ્ધ પરમાત્મા છે

સર્વ જીવોના કલ્યાણની ભાવનાને સોળે કળાએ પ્રગટાવીને હાલ તેઓ સિદ્ધિ પદે બિરાજે છે જ્યાં સંસારની રખડપટ્ટીના કારણભૂત કર્મોનો સર્વથા અભાવ હોવાથી જન્મ, જરા, મરણ રૂપ ભવચક્રમાં ભટકવાનું હોતું નથી સંસારની કોઈ પણ ઉપાધિ ત્યાં હોતી નથી ત્યાં પહોંચ્યા ત્યારથી અનંતકાળ સુધી અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત સુખ, અનંત વીર્ય, આદિ અનંત ગુણોની રમણતા હોવાથી પોતાના સ્વાભાવિક આનંદમાં જ મગ્ન રહેવાનું હોય છે

આવું સિદ્ધિપદ આપણે મેળવવાનું છે અને તે મળે તે માટે અરિહંત પરમાત્માની આજ્ઞાનું પાલન કરવાનું છે સિદ્ધિ પદમાં આપણો કાયમી વાસ થાય તે માટે આ પદમાં શ્રી સિદ્ધ પરમાત્માને ભાવપૂર્વક નમસ્કાર કરાય છે

* णमो आयरियाणं

ત્રીજા પદે શ્રી આચાર્ય ભગવંત છે

જેઓ તીર્થંકર પરમાત્માની ગેરહાજરીમાં શાસનનું સુકાન સંભાળે છે પોતે અરિહંત પરમાત્માની આજ્ઞામાં જ રહે છે, અને અનેક ભવ્યજીવોને તેમની આજ્ઞામાં રહેવાનું ફરમાવે છે તીર્થંકર દેવોના ઉપદેશને અક્ષરશઃ આચારમાં સ્વયં મૂકે છે

અને અનેક જીવોને ધર્મ પમાડે છે તીર્થંકર પરમાત્માની ગેરહાજરીમા તો તેઓ તીર્થંકર પરમાત્મા જેટલા જ આપણા ઉપકારી છે

વીતરાગ પરમાત્માની આજ્ઞાનું પાલન કરવાનુ જે સામર્થ્ય તેમણે પ્રગટાવ્યું છે તેવુ સામર્થ્ય આપણને પ્રાપ્ત થાય તે માટે આ પદમા શ્રી આચાય ભગવતને ભાવપૂવક નમસ્કાર કરાય છે

" णमो उवज्झायाणं

ચોથા પદે શ્રી ઉપાધ્યાય ભગવત છે

જેઓ આપણને પૂર્વના જ્ઞાની ભગવતો અને મહર્ષિઓએ રચેલા શાસ્ત્રોરૂપ સ્વાધ્યાય રસનો અમૃતથી પણ અધિક મીઠો સ્વાદ ચખાડવામા સહાયભૂત થાય છે અને આપણી જ્ઞાનની માત્રાને સતેજ કરવામા પોતાની સર્વ શક્તિ ખરચે છે તે બદલ શ્રી ઉપાધ્યાય ભગવતને આપણા ભાવ પૂર્વક નમસ્કાર થાઓ

* णमो लोए सव्वसाहूणं

પાચમા પદે શ્રી સાધુ ભગવત છે

જે ભવ્યાત્માને આ પદમા બેસવાનું સદ્ભાગ્ય સાપડે છે તે જ ભવ્યાત્મા ક્રમે કરીને ઉપરના પદોમા બિરાજીને છેવટે બીજુ પદ પ્રાપ્ત કરે છે

સિદ્ધિ પદને પ્રાપ્ત કરવા માટે સાધુ ભગવત અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એમ પાચ મહાવ્રતોને પાળે છે અને ભવાતરમા પણ તેની જ માગણી કરે છે. તપ,

સંયમ અને ચારિત્રના પાલન કરવા દ્વારા પોતાના કર્મોનો નાશ કરવાના અથાગ પ્રયત્નો આદરે છે પોતાના લક્ષ્યને ખાતર અનેક કષ્ટો ઉઠાવે છે સર્વ જીવો પ્રત્યે દયા અને સમભાવ ધારણ કરે છે મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ એ ચાર ભાવનાઓને પ્રવર્તાવે છે જ્ઞાન, દર્શન, ચારિત્ર એ રત્નત્રયીને આરાધે છે

આપણને પણ એ પાચ મહાવ્રત આદિની પ્રાપ્તિ થાય તે માટે શ્રી સાધુ ભગવંતને ભાવપૂર્વક નમસ્કાર કરાય છે

* एसो पंच-णमुक्कारो

પંચ પરમેષ્ઠિ ભગવંતોને નમસ્કાર કરવાની તક એજ આપણા જીવનમા આવેલી મહા તક છે એ તકનો લાભ જેટલા અંશે ચૂકયા એટલી જ આપણને મળેલી આ માનવજીવનની નિરર્થકતા સમજવી

નવકાર દેવ આ જીવનમા ભેટી ગયા એવા વિચારો આવતાની સાથે જ મયૂર જેમ મેઘગર્જનાથી નાચે તેમ આપણું મન નાચી ઉઠવુ જોઇએ

• सव्व-पाव-प्पणासणो

પંચ પરમેષ્ઠિ ભગવંતોને કરેલો ભાવપૂર્વકનો નમસ્કાર આપણા અનેક જન્મોના કર્મોને બાળીને ભસ્મીભૂત કરી નાખે છે

નવકારના એક એક અક્ષરનુ ધ્યાન જીવને અનાદિ કાળથી વળગેલા સસારના તીવ્રતમ રાગને તોડે છે અને પંચ પરમેષ્ઠિ ભગવંતોના પરમ સત્ત્વવંતા આત્મ પ્રકાશ સાથે જોડે છે

અમૃત ભરેલા શ્રી નવકારના અમૃતાભિષેક વડે જીવને ચઢેલું મહામોહનું ઝેર જરૂર ઉતરી જાય છે

ઃ મંગલાણં ચ સવ્વેસિં

નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ આ ચારે મંગલોમાં ભાવમંગલ જ મહા લાભ આપનાર છે

શ્રી જૈનશાસનમાં દેવ, ગુરુ અને ધર્મને મહા ઉપકારી ભાવમંગલ તરીકે માનવામાં આવ્યા છે શુભ કાર્યોનો આરંભ કરનાર એ પરમ મંગળિકનું સ્મરણ કરે છે તેથી વિઘ્નો નાશ પામે છે અને ઈચ્છિત શુભ કાર્યો સરળતાથી સિદ્ધ થાય છે દુનિયામાં ગણાતા દ્રવ્ય મંગલો લાભ આપે અગર ન પણ આપે પરંતુ ભાવમંગલ અવશ્ય લાભ આપે જ છે

માટે પોતાના આત્મ કલ્યાણની કામનાવાળાએ હમેશા ભાવમંગલનો જ આશરો લેવો

ઃ પઢમં હવઇ મંગલં

આપણી ઈચ્છા આપણો સિદ્ધિ પદમાં કાયમી વાસ થાય તેવી છે આ ઈચ્છાને શીઘ્રપણે પૂરી કરવામાં સહાય કરે તેવું ઉત્કૃષ્ટ ભાવ મંગલ શ્રી નવકાર છે

તેનો સતત જાપ આપણને મોક્ષની અતિ નજીક લાવીને મૂકી દેશે તેમાં શંકા નથી

શ્રી નવકારની નેહ નીતરતી અમીકલાનો સ્પર્શ સર્વ જીવને થાઓ અને તે દ્વારા સર્વ જીવનું સાચું કલ્યાણ થાઓ

## શ્રી નવકારનો સંક્ષેપાર્થ

( શ્રી 'મહાનિશીથ' સૂત્રગત પાઠના આધારે )

### (૧) ગુણપ્રાપ્તિનો ક્રમ

પ્રથમ જ્ઞાન અને પછી દયા દયાવડે જગતનાસર્વ જીવોને આત્મસમ જોવા[1] સર્વને આત્મસમ જોનાર તેમને દુ:ખ કે ભય આપતો નથી તેથી તેને અનુક્રમે નીચેના ગુણોની પ્રાપ્તિ થાય છે

અનાશ્રવ, સંવર, દમ ઉપશમ, સમતા, અરાગદ્વેષતા, અક્રોધતા, અમાનતા, અમાયિતા, અલોભતા, અકષાયતા, સમ્યક્ત્વ, જીવાદિપદાર્થોનું વિજ્ઞાન, અપ્રતિબદ્ધતા, અજ્ઞાન-મોહ-મિથ્યાત્વનો ક્ષય, વિવેક, હેયોપાદેય વસ્તુની વિચારણાથી બદ્ધલક્ષ્યતા, (મોક્ષલક્ષ્યતા) અહિતત્યાગ, હિતાચરણમા અત્યંત ઉદ્યમ, ક્ષમાદિ દશવિધ ઉત્તમ ધર્મ અને અહિંસાલક્ષણ ધર્માનુષ્ઠાનને કરવા-કરાવવામા આસક્તચિત્તતા, સર્વોત્તમ ક્ષમા,

---

૧ पढम णाण तओ दया, दयाओ सव्वपाणभूअजीवसत्ताण अत्तसमदरिसित्तं । આદિ

શ્રી મહાનિશીથ સૂત્ર સંદર્ભ "નમસ્કાર સ્વાધ્યાય" પૃ ૩૬

સર્વોત્તમ મૃદુતા, સર્વોત્તમ ઋજુતા, સર્વસગપરિત્યાગ, અત્યત ઘોર–વીર–ઉગ્ર–કષ્ટકર દ્વાદશવિધ તપ અને ચારિત્રના અનુષ્ઠાનમા રમણુતા, સત્તર પ્રકારના સયમાનુષ્ઠાનના પરિપાલનમા એકાગ્રતા, સર્વોત્તમ સત્યભાષિત્વ, સવ જીવનિકાયોનું હિત, અનિગૂહિત બલ, વીર્ય, પુરુષાર્થ, પરાક્રમની વૃદ્ધિ અને સર્વોત્તમ સ્વાધ્યાય અને ધ્યાનરૂપ જલવડે પાપકમરૂપ મલના લેપોનું પ્રક્ષાલન

## (૨) પ્રથમ સાધનનુ બીજ

પૂર્વે કહેલ સર્વ વસ્તુઓની પ્રાપ્તિમા સર્વ પ્રથમ સ્થાન જ્ઞાનનુ છે તેથી એકાતિક, અત્યત, પરમ, શાશ્વત, ધ્રુવ, નિરતર અને સર્વોત્તમ સુખના કાક્ષી મુમુક્ષુએ દ્વાદશાગ શ્રુતજ્ઞાનનુ અત્યત આદરસહિત અને વિધિપૂવક અધ્યયન કરવું જોઈએ

સર્વ સુખોના પરમ હેતુરૂપ તે દ્વાદશાગ શ્રુતજ્ઞાન અપાર અને સુવિસ્તીર્ણ એવા સ્વયભૂરમણુ મહાસાગરની જેમ દુરવગાહ છે ઇષ્ટ દેવતાના નમસ્કાર વિના તેના પારને કોઈ પણુ પામી શકતું નથી ઇષ્ટદેવતાનો નમસ્કાર તે પચમગલ જ છે, તે વિના અન્ય નહીં જ તેથી નમસ્કાર મત્ર એ જ્ઞાનરૂપ પ્રથમ સાધનનું બીજ છે

## (૩) નમસ્કારનુ રટન

માટે સર્વપ્રથમ સ્વર, વ્યજન, માત્રા, બિંદુ, પદ, અક્ષર, પદચ્છેદ, ઘોષબદ્ધતા ઇત્યાદિ ગુણોવડે સુવિશુદ્ધ રીતે વિધિપૂર્વક[1]

[1] વિધિ માટે જુઓ શ્રી 'મહાનિશીથ' સૂત્રમ દર્શ

નમસ્કાર મંત્રનું અધ્યયન કરવું જોઇએ એ પંચમંગલ મહા-શ્રુતસ્કંધને તેવી રીતે સમુપસ્થિત કરવો જોઇએ, કે જેથી તે પૂર્વાનુપૂર્વી, પશ્ચાનુપૂર્વી અને અનાનુપૂર્વીથી જિહ્વાગ્ર ઉપર અસ્ખલિત રીતે અનાયાસે સ્વભાવથી ક્રીડા કરે

## (૪) મંત્રગ્રહણ સમયના ભાવો

પંચમંગલમહાશ્રુતસ્કંધને ગ્રહણ કરવા માટે શ્રી મહાનિશીથ સૂત્રમાં સુંદર વિધિ બતાવવામાં આવી છે તેમાંની કેટલીક વસ્તુઓ અહીં રજુ કરીએ છીએ —

(૧) નમસ્કારમંત્રનું ગ્રહણ શુભ મુહૂર્તે થવું જોઇએ

(૨) તે વખતે વિશેષ પ્રકારનો તપ હોવો જોઇએ

(૩) ગ્રહણ કરવા માટેનું સ્થાન પ્રશસ્ત હોવું જોઇએ

(૪) ગ્રહણ કરતી વખતે ગ્રહણ કરનારના મનમાં શ્રદ્ધા, સંવેગ અને પ્રવર્ધમાન શુભ અધ્યવસાયોથી સહિત એવા ભક્તિ બહુમાન હોવા જોઇએ મન નિયાણા-લૌકિક ફલાદિની આશ સાથી રહિત હોવું જોઇએ ભક્તિના આવેગથી ગ્રહણ કરનારની રોમાવલી વિકસિત અને વદન પ્રફુલ્લ હોવું જોઇએ તેની દૃષ્ટિ પ્રશાંત, સૌમ્ય અને સ્થિર હોવી જોઇએ

(૫) નવનવા સંવેગથી મહાસાગરની ઉર્મિઓની જેમ અત્યંત ઉછળતા શુભ પરિણામો વડે તેનું જીવવીર્ય અત્યંત ઉલ્લસિત થયેલું હોવું જોઇએ વીર્યની પ્રવૃદ્ધિથી તેનું અંતઃકરણ પ્રમુદિત, સુવિશુદ્ધ, નિર્મલ, વિમલ, સ્થિર અને દૃઢતર થયેલું હોવું જોઇએ

(૬) તેનુ માનસ શ્રી ઋષભાદિ તીર્થકરના બિ બમા એકાગ્ર થયેલુ હોવું જોઇએ

(૭) મત્રને આપનાર ગુરુ સમનસ્ક, દૃઢ ચારિત્રાદિ ગુણ વાળા અને શાસ્ત્રોક્ત અનુષ્ઠાન કરવામા બદ્ધલક્ષ હોવા જોઇએ

એવા ગુરુના મુખકમલમાથી નિર્ગત નમસ્કાર મત્રને વિનય, બહુમાન અને પરિતોષપૂર્વક લેવો જોઇએ ગ્રહણ કરનાર મુમુક્ષુએ ગુરુની કૃપા પ્રાપ્ત કરવી જોઇએ અને તેમને પરિતોષ આપવો જોઇએ

## (૫) ભવસમુદ્રની નૌકા

શોક, સતાપ, ઉદ્વેગ, વ્યાધિ, વેદના, દુખ, દારિદ્રય, ક્લેશ, રોગ, જન્મ, જરા, મરણ, ગર્ભવાસ વગેરે અનેક દુષ્ટ જલચર જતુઓથી ભરપૂર એવા "ભવસમુદ્રમા આ નવકાર નૌકાસમાન છે તે સર્વ આગમોમા અતર્વર્તી છે" મિથ્યાત્વ દોષથી ઉપહત એવા કુશાસ્ત્રપ્રણેતાઓની સવ યુક્તિજાળને છેદવા માટે આ નવકાર સમર્થ છે "તે શ્રેષ્ઠ એવા પ્રવચન દેવતાઓથી અધિષ્ઠિત છે"

## (૬) શ્રી નમસ્કારના અધ્યયનો અને ચૂલિકા

પ્રથમ અધ્યયન 'ણમો અરિહતાણ' છે, તે ત્રણ પદો (ણમો અરિહતાણ) થી પરિચ્છિન્ન અને એક આલાપકવાળુ છે તેનુ પરિમાણ સાત અક્ષર પ્રમાણ છે તેના ગમો, પર્યાયો અને અર્થો અનત છે તે સર્વ મહામત્રો અને પ્રવર વિદ્યાઓનુ પરમ બીજ છે

બીજુ અધ્યયન 'णमो सिद्धाण' છે તેના બે પદ છે અને એક આલાપક છે તેનુ પરિમાણુ પાચઅક્ષર પ્રમાણુ છે તે અનેક અતિશયો અને ગુણોરૂપ સ પદાઓથી યુક્ત છે

એમ અનુક્રમે 'णमो आयरियाण' વિગેરે ત્રણ અધ્યયનો અને 'एसो पचणमुक्कारो' આદિ એક ચૂલિકા છે

(૭) ૫ ચમ ગલ મહાશ્રુતસ્ક ધનો સૂત્રાર્થ

જેમ તલમા તેલ, કમળમા મકરદ અને સર્વલોકમા પચાસ્તિકાય વ્યાપ્ત છે, તેમ "શ્રી નમસ્કારમ ત્ર સર્વ આગમોમા અ તર્વર્તી છે, એ એનો પ્રથમ સૂત્રાર્થ છે "[1]

શ્રી પચમગલ મહાશ્રુતસ્કધનો બીજો સૂત્રાર્થ એ છે કે— તે નમસ્કાર યથાથ ક્રિયાના અનુરાગસહિત સદ્ભૂત ગુણોનું કીર્તન કરનાર અને યથેષ્ટ ફળ આપનાર પરમસ્તુતિવાદ છે[2]

પરમસ્તુતિવાદમા નીચેના ગુણો અવશ્ય હોય છે—

(૧) તેમા પરમસ્તુત્ય તરીકે લોકોત્તમ પુરુષો હોવા જોઈએ

(૨) તેમા તેમના યથાર્થ-વાસ્તવિક ગુણોનુ કીર્તન હોવું જોઈએ

(૩) તે કીર્તનનું લક્ષ્ય તે લોકોત્તમ પુરુષોએ બતાવેલ યથાર્થ

---

૧ તાત્પર્ય કે સર્વ આગમવાક્યોમા પાચ પરમેષ્ઠિપદોનું રહસ્ય છે એટને કે જગતના ભ ય જીવોને પરમેષ્ઠિપદોમા લાવવા એ દ્વાદશાગીનું પ્રયોજન છે

૨ जहत्थकिरियाणुरायस भूयगुणकित्तणे जहिच्छियफल पसाहयेयेय परमथुईवाए।

ક્રિયા[1] (અનુષ્ઠાન-સાધના) ની પ્રાપ્તિનું હોવું જોઈએ તે લક્ષ્યની સિદ્ધિનું પરમકારણ યથાર્થક્રિયા પ્રત્યેનો ગાઢ અનુરાગ કીર્તનમા અનુસ્યૂત હોવો જોઈએ

(૪) તે પરમસ્તુતિવાદ ઉપર્યુક્ત ગુણોવાળો હોવાથી ઈષ્ટફળ મોક્ષને આપે છે જ

(૫) આવો પરમસ્તુતિવાદ સર્વ આગમોમા વ્યાપ્ત હોય છે[2]

## (૮) નવકારનો ગર્ભાર્થ સદ્ભાવ

પૂર્વે બતાવેલ સૂત્રાર્થની જેમ જ આ ગર્ભાર્થ સદ્ભાવનુ અત્યત મહત્ત્વ છે

### (અ) અરિહતપદનો ગર્ભાર્થ સદ્ભાવ —

અરિહત પદ અરહત, અરિહત, અરુહત વિગેરે અનેક પ્રકારે પ્રજ્ઞાપિત કરવામા આવ્યું છે, પ્રરૂપવામા આવ્યુ છે, દર્શાવવામા આવ્યું છે, ઉપદેશવામા આવ્યું છે, અને કહેવામા આવ્યું છે સિદ્ધાદિ પદોની પણ અનેક પ્રકારે પ્રજ્ઞાપનાદિ છે

અરહત—અષ્ટવિધ મહાપ્રાતિહાર્યાદિરૂપ પૂજાદિથી ઉપલક્ષિત, અનન્યસદૃશ, અચિંત્ય, કેવલાધિષ્ઠિત, પ્રવર અને ઉત્તમ એવા માહાત્મ્યને જેઓ અરહ-અર્હ-યોગ્ય છે, તેઓ અરહત કહેવાય છે

અરિહત—અષ્ટવિધ કર્મરૂપ દુર્જય અરિ-શત્રુનુ હનન

---

૧ યથાખ્યાત ચારિત્ર

૨ આ પરમસ્તુતિવાદરૂપ સૂત્રાર્થ અતિગભીર છે તેનુ વિવેચન બહુ અવકાશ માગે છે પ્રસ્તુત લેખમાં તેનો માત્ર આ અગુલિનિર્દેશ છે

નિર્મંથન, નિર્હનન, નિર્દલન, નિષ્પીલન, પરિશાપન અને અભિભવન કરનારા હોવાથી તેઓ 'અરિહંત' કહેવાય છે

અરુહંત—સકલ કર્મોનો ક્ષય થવાથી ભવના અંકુર (કર્માદિ) નિર્દગ્ધ થવાના કારણે તેઓ આ સંસારમાં ફરી રહેતા નથી, જન્મતા નથી, અને ઉત્પન્ન થતા નથી, તેથી તેઓ 'અરુહંત' કહેવાય છે *

(ઘ) સિદ્ધપદનો ગર્ભાર્થ સદ્ભાવ—

જેમણે નિષ્પ્રકમ્પ શુક્લધ્યાનાદિની અચિંત્ય શક્તિ અને સામર્થ્ય વડે, સદ્વીર્ય વડે અને યોગનિરોધાદિ મહાપ્રયત્ન વડે પરમાનંદ, પરમમહોત્સવ, પરમમહાકલ્યાણ અને પરમનિરુપમસુખ સિદ્ધ કર્યા છે, તેઓ 'સિદ્ધ' કહેવાય છે

અથવા, આઠ પ્રકારના કર્મના સર્વથા ક્ષય વડે જેમનું સાધ્ય સિદ્ધ થયું છે, તેઓ 'સિદ્ધ' કહેવાય છે અથવા, જેમનું ધ્યાન પૂર્વે સિત=શ્વેત હતું, તેઓ 'સિદ્ધ' કહેવાય છે

અથવા, જેઓએ સિત (કર્મ)નો નાશ કર્યો, તેઓ 'સિદ્ધ' કહેવાય છે, અથવા, જેમના સર્વપ્રયોજનો નિષ્ઠિત-પરિપૂર્ણ થયા છે, તેઓ 'સિદ્ધ' કહેવાય છે તે સિદ્ધો શ્રીલિંગસિદ્ધાદિ પંદર પ્રકારે છે

---

* નવકારવાળીના એક એક પારા ઉપર 'અરહંત-અરિહંત-અરુહંત' એ નવ અક્ષરોના જાપમાં શ્રી અરિહંત પરમાત્મા પ્રત્યેનો ભાવો વધુ વિકાસ પામે છે એ વખતે ઉપર કહેલ ગર્ભાર્થસદ્ભાવ ખાસ સામે રાખવો

(क) આચાર્યપદનો ગર્ભાર્થ સદ્ભાવ—

જેઓ અઢાર હજાર શીલાગથી અધિષ્ઠિત દેહવાળા હોય છે, અને જેઓ છત્રીશ પ્રકારના આચારને યથોક્ત રીતે, ખેદવિના, અહનિશ, પ્રતિસમય સ્વય આચરે છે અને બીજાઓને તેમા પ્રવર્તાવે છે, તેઓ 'આચાર્ય' કહેવાય છે

અથવા, જેઓ પરના અને સ્વના હિતને આચરે છે,[1] તેઓ 'આચાર્ય' કહેવાય છે

અથવા જેઓ સર્વ સત્ત્વોના અથવા પોતાના સર્વ શિષ્ય સમૂહોના હિતને આચરે છે, તેઓ 'આચાર્ય' કહેવાય છે

અથવા જેઓ પ્રાણસકટમા પણ પૃથ્વ્યાદિના સમારભને આચરતા નથી, આરભતા નથી અને અનુમોદતા નથી, તેઓ 'આચાર્ય' કહેવાય છે

અથવા જેઓ કોઈ પણ અત્યત મહાન અપરાધીને વિશે મનથી પણ પાપ આચરતા નથી તેઓ 'આચાર્ય' કહેવાય છે

(ख) ઉપાધ્યાય પદનો ગર્ભાર્થ સદ્ભાવ—

જેઓએ આશ્રવના દ્વારો સારી રીતે સવૃત કર્યા છે, જેઓ આગમોક્ત યોગોમા (અનુષ્ઠાનોમા) મન, વચન, કાયાથી ઉપયુક્ત છે અને જેઓ વિધિપૂર્વક સ્વર, વ્યજન માત્રા, બિંદુ,

---

१ परमप्पणो य हिअमायरंति आयरिया ।
सव्वसत्तस्स सीसगणाण वा हियमायरंति आयरिया ॥
શ્રી મહાનિશીથ' સૂત્ર સદર્ભ

પદ, અક્ષરાદિથી વિશુદ્ધ રીતે દ્વાદશાંગ શ્રુતજ્ઞાનના અધ્યયન અને અધ્યાપન વડે પરના અને સ્વના મોક્ષના ઉપાયોનું ધ્યાન કરે છે, તેઓ 'ઉપાધ્યાય' કહેવાય છે[1]

અથવા, સ્થિરપરિચિત એવા દ્વાદશાંગ શ્રુતજ્ઞાનને જેઓ અનંત ગમો, પર્યાયો અને અર્થોવડે એકાગ્ર મને વિચારે છે, અનુસરે છે અને ધ્યાવે છે તેઓ 'ઉપાધ્યાય' કહેવાય છે

### (ઇ) સાધુપદનો ગર્ભાર્થ સદ્ભાવ—

જેઓ અત્યંત કષ્ટમય, ઉગ્ર, ઉગ્રતર, ઘોર, ઘોરતર, વીર, વીરતર વિગેરે તપોના આચરણાદિ, અનેક વ્રતો, અનેક નિયમો, નાનાવિધ અભિગ્રહો, વિશેષ સંયમનું પરિપાલન, અનેક ઉપસર્ગો અને પરીષહોનું સહન વિગેરે વડે કરીને મોક્ષની સાધના કરે છે, તેઓ 'સાધુ' કહેવાય છે

### (ફ) ચૂલિકાનો ગર્ભાર્થ સદ્ભાવ—

આ પંચનમસ્કારરૂપ મહા-શ્રુતસ્કંધ સર્વ પાપનો પ્રણાશ કરે છે, અર્થાત્ આ પંચનમસ્કાર મહા શ્રુતસ્કંધ જ્ઞાનાવરણીયાદિ સર્વ કર્મોને અત્યંત પ્રકંપથી હણી હણીને દશે દિશાઓમાં નસાડી મૂકે છે

---

૧. परमप्पणो य मोक्खोवाय झायंति ति उवज्झाए ।

શ્રી 'મહાનિશીથ' સૂત્ર સંદર્ભ

નમસ્કાર સ્વાધ્યાય, પૃ૦ ૪૩

(અહીં પ્રથમ પરનું હિત અને પછી સ્વનું હિત એ ક્રમ છે સુજ્ઞ પુરુષો એ શ્રી 'મહાનિશીથ' સૂત્રના આ ગંભીર ક્રમને સૂક્ષ્મ અને નિપુણબુદ્ધિથી વિચારવો)

સર્વ પાપ પ્રણાશક એ પંચનમસ્કાર મહા શ્રુતસ્કંધ સર્વ મંગલોમાં પ્રથમ મંગલ છે

મંગલ બે પ્રકારના છે દ્રવ્યમંગલ અને ભાવમંગલ દહીં વિગેરે દ્રવ્યમંગલો છે ધર્મ એ ભાવમંગલ છે

દ્રવ્યમંગલની મંગલતા શુભકારીતાનો આધાર પણ ભાવમંગલ છે, કારણ કે ધર્મથી પ્રાપ્ત થએલ પુણ્યના ઉદયના અભાવમાં દ્રવ્યમંગલ લાભ કરતું નથી

નિર્વાણ સુખનો પરમ હેતુ, અહિંસાલક્ષણ અને સમ્યગ્દર્શનાદિરૂપ આર્હંત ધર્મ એ જ ભાવમંગલ છે તે અહિંસા સંયમ વગેરે ભેદે અનેક પ્રકારનો છે એ બધા પ્રકારોમાં પરમસ્તુતિવાદરૂપ આ પંચનમસ્કાર એ પ્રથમ મંગલ છે



## મ ન નો સ દુ પ યો ગ

સંસ્કારોથી પ્રેરિત બનતા મનને પરમેષ્ઠીઓના નામસ્મરણની પ્રક્રિયામાં જોડવાથી મનની વિક્ષેપ કરવાની શક્તિ ઘટતી જાય છે

પૂર્વધરોની દેશનાશક્તિ કેવળજ્ઞાનીતુલ્ય દેખાય છે, તે આ દૃષ્ટિએ સમજવાનું છે

'શ્રુતકેવલી' શબ્દની એક વ્યાખ્યા એવી પણ થઈ શકે છે કે તેઓ સર્વાક્ષર સન્નિપાતી હોય છે, અર્થાત્ સર્વ અક્ષરો અને તેના મિશ્રણથી થતા સર્વ અર્થોને તેઓ જાણતા હોય છે અને તેથી તેઓની ઉપદેશક શક્તિ અમોઘ બને છે

મંત્રોમાં કેવળ અક્ષરોની કાર્યસાધક શક્તિ હોય છે એટલું જ નહિ, તેમાં બીજી શક્તિઓ પણ કામ કરે છે અને તે મંત્રના યોજકની શક્તિ, મંત્રના વાચ્ય પદાર્થોની શક્તિ, મંત્ર યોજકના હૃદયની ભાવના તથા મંત્રસાધકના આત્મામાં રહેલો મંત્રશક્તિ ઉપરનો ભાવ, અખંડ વિશ્વાસ, નિશ્ચલ શ્રદ્ધા વિગેરે વિગેરે

તાત્પર્ય એ છે કે મંત્ર કેવળ અક્ષર કે પદ સ્વરૂપ જ નથી, પણ પદ, પદાર્થ, પદના યોજક તથા પદના પ્રયોજકની ભાવનાઓ અને શક્તિઓના એકંદર સરવાળારૂપ છે મંત્રની શક્તિ આ ચારને અનુરૂપ હોય છે મંત્રનો યોજક ક્લિષ્ટ પરિણામી હોય તો મંત્ર મારક બને છે અને અસંક્લિષ્ટ પરિણામી–નિર્મળ બુદ્ધિવાળો હોય તો તેનો યોજેલો મંત્ર તારક બને છે

લૌકિક મંત્રશક્તિનો પ્રયોગ મુખ્યત્વે આકર્ષણ, વશીકરણ, ઉચ્ચાટન, વિદ્વેષણ સ્તંભન, સંમોહન આદિ લૌકિક કાર્યો માટે જ થાય છે કોઈ વ્યક્તિને પોતા તરફ ખેંચવા, કોઈને વશ કરવા, કોઈ પ્રતિપક્ષીને ઉડાડવા, કોઈ દુશ્મનનો નાશ

કરવા, કોઇને સ્તમ્ભિત કરવા, કે કોઇને મોહિત કરવા માટે લૌકિક મંત્રશક્તિનો ઉપયોગ હોય છે અને તે તે મંત્રની સફળતાનો આધાર મંત્રનો પ્રયોગ કરનાર સાધકની સાધના શક્તિ વિગેરે ઉપર રહે છે

કોઇ પ્રયોગ કરનાર સાચો ન હોય પણ ધૂર્ત હોય તો મંત્ર નિષ્ફળ જાય છે, સાધક સત્ય હોય પણ મંત્ર અશુદ્ધ હોય, અથવા મંત્ર શુદ્ધ હોય પણ તેનુ ઉચ્ચારણ અશુદ્ધ હોય, અથવા ઉચ્ચારણ શુદ્ધ હોય પણ પ્રયોજકનુ ચિત્ત એકાગ્ર ન હોય કે શ્રદ્ધારહિત હોય, તો પણ મંત્રશક્તિ કાર્યકર થઇ શકતી નથી

જ્યા એ બધી વસ્તુ શુદ્ધ અને પૂર્ણ હોય ત્યાજ મંત્રશક્તિ ધાર્યું કાર્ય નિપજાવી શકે છે

શ્રી નવકાર મહામંત્ર આ દૃષ્ટિએ વિશ્વના સમસ્ત મંત્રોની અંદર અગ્રસ્થાન ધરાવે છે તેની શક્તિ અતુલ છે, કારણ કે તેના યોજક લોકોત્તર મહાપુરુષો છે અર્થથી તીર્થંકરો અને સૂત્રથી ગણધર ભગવંતો યોજક છે, તેનો વાચ્યાર્થ લોકોત્તર મહર્ષિઓને પ્રણામરૂપ છે, તેના અક્ષરોનો સંયોગ અને પદોની રચના સરળ અને સ્પષ્ટ છે સૌ કોઈ સહેલાઇથી અને સરળતાથી તેનો પાઠ કે ઉચ્ચારણ કરી શકે અને તેનો અર્થ સમજી શકે તેમ છે તેનુ સ્મરણ તથા જાપ મોટે ભાગે સમ્યગ્દૃષ્ટિ, ભવથી નિસ્પૃહ અને એક મુક્તિ સુખના જ કામુક ઉત્તમ પુરુષો કરનારા હોય છે

વિશ્વના અન્ય મંત્રો જ્યારે કામના કરવાથી તેની પૂર્તિ

કરે છે, ત્યારે શ્રી નમસ્કાર મહામંત્ર નિષ્કામપણે જપવાથી સઘળી કામના પૂર્ણ કરે છે, એ તેની આશ્ચર્યકારકતા છે અને તેના પ્રણેતાઓની અપૂર્વ નિષ્કામતાઓનું પ્રતીક છે

શ્રી નમસ્કાર મહામંત્રની બીજી વિશેષતા એ છે કે— તેના દ્વારા જે પુરુષોની આરાધના કરવામાં આવે છે, તે બધા વીતરાગ અને નિઃસ્પૃહ મહાત્માઓ છે

વિશ્વના અન્ય મંત્રોના આરાધ્ય દેવો સંસારી, સ્પૃહાવાળા અને સરાગી આત્માઓ છે શ્રી નમસ્કાર મહામંત્ર સર્વાધિક શક્તિશાળી હોવાનું કારણ એ મંત્રના અધિનાયકોની પરમ વિશુદ્ધિ પણ છે, કારણ કે સરાગીની શક્તિ ગમે તેટલી મોટી હોય તો પણ વીતરાગતાની અચિન્ત્ય [illegible] પ્રભાવશાલિતારૂપી સાગરની આગળ તે [illegible] પણ હોતી નથી

શ્રી નમસ્કાર મ[illegible]
અન્ય મંત્રોમાં દેવતા
દેવતા સેવકરૂપે રહે
પણ છે, અન્ય
મંત્ર માત્ર દેવાધિષ્ઠિત
સ્વામી દેવતા વશ થાય
છે પરમેષ્ઠિ-નમસ્કાર
હોવાની શક્તિ કોઇ [illegible]
થઇને રહે છે જેઓ તે
મંત્ર પ્રત્યેની ભક્તિ[illegible]

સેવક બનીને રહે છે એથી સિદ્ધ થાય છે કે કોઈ દેવતાની શક્તિના કારણે શ્રી નમસ્કાર મહામંત્ર શક્તિશાળી કે પ્રભાવ સંપન્ન નથી, પણ શ્રી નમસ્કાર મહામંત્રની પોતાની શક્તિ અને પોતાનો પ્રભાવ જ એવો અચિન્ત્ય છે કે દેવોને પણ તેને વશ રહેવું પડે છે

શ્રી નમસ્કાર મહામંત્રની ચોથી વિશેષતા એ છે કે અન્ય મંત્રો જ્યારે ગૂઢાર્થક તથા ઉચ્ચારણમાં ક્લિષ્ટ હોય છે ત્યારે શ્રી નમસ્કાર મહામંત્ર શબ્દથી અતિસ્પષ્ટ અને અર્થથી અત્યંત સરળ છે બુદ્ધિમાનથી માંડી બાળક પર્યંત સૌ કોઈ તેનો પાઠ સરળતાથી અને તેનું ઉચ્ચારણ શુદ્ધ રીતિએ કરી શકે છે તથા તેના અર્થનું જ્ઞાન પણ સહેલાઈથી મેળવી શકે છે

શ્રી નમસ્કાર મહામંત્રની આ સરળતા અને સ્પષ્ટતા જોઈને કેટલાકને તેના ઉપર અશ્રદ્ધા અને અવિશ્વાસ થતો પણ જોવાય છે તેઓની એ માન્યતા હોય છે કે-મંત્ર તો ગૂઢાર્થક જ હોવો જોઈએ અને ઉચ્ચારણમાં પણ તે કઠિનતાવાળો હોવો જોઈએ પરંતુ તેઓની આ માન્યતા ઉચિત નથી,

જે મંત્રનું જેવું કાર્ય હોય તેને અનુરૂપ તેની શબ્દરચના હોવી જોઈએ શ્રી નમસ્કાર મહામંત્ર મુક્તિદાતા છે, પરમપદને આપનારો છે, તેથી તેની રચના તેને અનુરૂપ હોવી જોઈએ મોક્ષાભિલાષી પ્રત્યેક જીવ, પછી તે બાળક હો, વૃદ્ધ હો, સ્ત્રી હો, પુરુષ હો, પઠિત હો કે અપઠિત હો, સર્વને એક સરખી રીતે ઉપયોગી થાય તેવી તેની રચના હોવી જોઈએ શ્રી નમસ્કાર મહામંત્રની સરળતા અને સ્પષ્ટતાની પાછળ તેના પ્રણે

કરે છે, ત્યારે શ્રી નમસ્કાર મહામંત્ર નિષ્કામપણે જપવાથી સઘળી કામના પૂર્ણ કરે છે, એ તેની આશ્ચર્યકારકતા છે અને તેના પ્રણેતાઓની અપૂર્વ નિષ્કામતાઓનું પ્રતીક છે

શ્રી નમસ્કાર મહામંત્રની બીજી વિશેષતા એ છે કે— તેના દ્વારા જે પુરુષોની આરાધના કરવામાં આવે છે, તે બધા વીતરાગ અને નિસ્પૃહ મહાત્માઓ છે

વિશ્વના અન્ય મંત્રોના આરાધ્ય દેવો સંસારી, સ્પૃહાવાળા અને સરાગી આત્માઓ છે શ્રી નમસ્કાર મહામંત્ર સર્વાધિક શક્તિશાળી હોવાનું કારણ એ મંત્રના અધિનાયકોની પરમ વિશુદ્ધિ પણ છે, કારણ કે સરાગીની શક્તિ ગમે તેટલી મોટી હોય તો પણ વીતરાગતાની અચિન્ત્ય શક્તિમત્તા અને પ્રભાવશાલિતારૂપી સાગરની આગળ તે એક બિંદુ જેટલી પણ હોતી નથી

શ્રી નમસ્કાર મહામંત્રની ત્રીજી વિશેષતા એ છે કે—જ્યાં અન્ય મંત્રોમાં દેવતા અધિષ્ઠાતા તરીકે છે, ત્યાં આ મંત્રમાં દેવતા સેવકરૂપે રહે છે, અર્થાત્ એક જગ્યાએ દેવોને સેવવા પણ છે, અન્ય જગ્યાએ દેવો પણ સેવક બને છે લૌકિક મંત્ર માત્ર દેવાધિષ્ઠિત હોય છે, તેનો જાપ કરવાથી મંત્રનો સ્વામી દેવતા વશ થાય છે, ત્યારે તે મંત્ર સિદ્ધ થયેલો કહેવાય છે પરમેષ્ઠિ-નમસ્કાર મહામંત્રમાં તેથી જુદુ છે તેનો સ્વામી હોવાની શક્તિ કોઈ દેવતામાં પણ નથી, દેવો પણ તેના સેવક થઈને રહે છે જેઓ તે મહામંત્રની આરાધના કરે છે, તેઓની મંત્ર પ્રત્યેની ભક્તિને વશ થઈને દેવો તે આરાધકોના પણ

સેવક બનીને રહે છે એથી સિદ્ધ થાય છે કે કોઈ દેવતાની શક્તિના કારણે શ્રી નમસ્કાર મહામંત્ર શક્તિશાળી કે પ્રભાવ સંપન્ન નથી, પણ શ્રી નમસ્કાર મહામંત્રની પોતાની શક્તિ અને પોતાનો પ્રભાવ જ એવો અચિન્ત્ય છે કે દેવોને પણ તેને વશ રહેવું પડે છે

શ્રી નમસ્કાર મહામંત્રની ચોથી વિશેષતા એ છે કે અન્ય મંત્રો જ્યારે ગૂઢાર્થક તથા ઉચ્ચારણમાં ક્લિષ્ટતર હોય છે ત્યારે શ્રી નમસ્કાર મહામંત્ર શબ્દથી અતિસ્પષ્ટ અને અર્થથી અત્યંત સરળ છે બુદ્ધિમાનથી માંડી બાળક પર્યંત સૌ કોઈ તેનો પાઠ સરળતાથી અને તેનું ઉચ્ચારણ શુદ્ધ રીતિએ કરી શકે છે તથા તેના અર્થનું જ્ઞાન પણ સહેલાઈથી મેળવી શકે છે

શ્રી નમસ્કાર મહામંત્રની આ સરળતા અને સ્પષ્ટતા જોઈને કેટલાકને તેના ઉપર અશ્રદ્ધા અને અવિશ્વાસ થતો પણ જોવાય છે તેઓની એ માન્યતા હોય છે કે-મંત્ર તો ગૂઢાર્થક જ હોવો જોઈએ અને ઉચ્ચારણમાં પણ તે કઠિનતાવાળો હોવો જોઈએ પરંતુ તેઓની આ માન્યતા ઉચિત નથી,

જે મંત્રનું જેવું કાર્ય હોય તેને અનુરુપ તેની શબ્દરચના હોવી જોઈએ શ્રી નમસ્કાર મહામંત્ર મુક્તિદાતા છે, પરમપદને આપનારો છે, તેથી તેની રચના તેને અનુરૂપ હોવી જોઈએ મોક્ષાભિલાષી પ્રત્યેક જીવ, પછી તે બાળક હો, વૃદ્ધ હો, સ્ત્રી હો, પુરુષ હો, પઠિત હો કે અપઠિત હો, સવને એક સરખી રીતે ઉપયોગી થાય તેવી તેની રચના હોવી જોઈએ શ્રી નમસ્કાર મહામંત્રની સરળતા અને સ્પષ્ટતાની પાછળ તેના પ્રણે

તાઓનો આ ગભીર અને ઉદાત્ત આશય છે તેને પ્રકાશના રાઓ અનત જ્ઞાનના ભડાર અને અનતકરુણાના નિધાન છે, તેથી સર્વ હિતાર્થી જીવોનુ એક સરખુ હિત થઈ શકે તેવી તેની રચના હોય એ સ્વાભાવિક છે જેનો વિષય સમગ્ર વિશ્વને એક સરખો હોય, સર્વનુ એકાત હિત કરનારો હોય, તેની રચના એવી હોવી જોઇએ કે જેનુ ઉચ્ચારણ સુખપૂર્વક થઇ શકે અને જેનો અર્થબોધ પણ આબાલ-ગોપાલ સર્વને વિભ્રમ રહિત થઈ શકે

કેટલાક મત્રોની શબ્દરચના એવી કિલષ્ટ હોય છે કે જેના ઉચ્ચારણો કરવા મુશ્કેલ પડે, કોઇને બદલે કોઈ ઉચ્ચારણ થઇ જાય અને તેથી અશુદ્ધ ઉચ્ચારણને કારણે અભીષ્ટસિદ્ધિ ન થાય જ્યારે શ્રી નમસ્કાર મહામત્રમા એ મુશ્કેલ નથી અને એવા સ્પન્દનો જન્માવે છે કે જેથી તેના સાધકને ગમે તે અભીષ્ટસિદ્ધિ માટે તે સમર્થ નીવડે છે શ્રી નમસ્કાર મહામત્રની આ વિશેષતા અન્ય મત્રોમા ઉતરી શકતી નથી, ઉતરી શકે તેમ પણ નથી, તેથી પણ તેની સર્વ-મત્રોમા શિરોમણિ અથવા મત્રાધિરાજની ઉપમા યથાસ્વાને તથા સુઘટિત છે

શ્રી નમસ્કાર મહામત્રની પાચમી વિશેષતા એ છે કે-અન્ય મત્રો અનુગ્રહ-નિગ્રહ, લાભ-હાનિ, ઉભય માટે ઉપયોગમા આવે છે, નમસ્કાર મત્રથી કોઇને હાનિ કરી શકાતી નથી પણ તે કેવળ લાભમા જ હેતુ બને છે

છઠ્ઠી વિશેષતા એ છે કે-અન્ય મત્રો લૌકિક પુરુષો ઉપર આકર્ષણ, વશીકરણ વિગેરે કરે છે, જ્યારે નવકાર એ લોકોત્તર પદાર્થનું આકર્ષણ, વશીકરણ વિગેરે કરે છે કહ્યુ છે કે—

"आकृष्टिं सुरसम्पदां विदधति मुक्तिश्रियो वश्यता-
मुच्चाटं विपदां चतुर्गतिभुवां विद्वेषमात्मैनसाम्।
स्तम्भं दुर्गमनं प्रति प्रयततां मोहस्य सम्मोहनं,
पायात् पञ्चनमस्क्रियाक्षरमयी साऽऽराधनादेवता" ॥१॥

અર્થ :—તે પંચ પરમેષ્ઠિ નમસ્ક્રિયા રૂપ અક્ષરમાથી આરાધના દેવતા (તમારું) રક્ષણ કરો કે જે સુરસંપદાઓનું આકર્ષણ છે, મુક્તિરૂપી લક્ષ્મીને વશવર્તી કરે છે, ચાર ગતિમાં થનારી વિપદાઓનું ઉચ્ચાટન કરે છે આત્માના પાપો પ્રત્યે વિદ્વેષણ (દ્વેષ) કરે છે, દુર્ગતિ પ્રતિ ગમન કરવાને પ્રયત્ન કરતા જીવોને અટકાવે છે અને જે મોહનું પણ સંમોહન કરે છે-મુઝવે છે

ઉપરની વિશેષતાઓના કારણે શ્રી નમસ્કાર મહામંત્ર એ સર્વ મંત્રોમાં શિરોમણિભૂત મંત્ર છે અને એની સાધના બીજા સર્વ મંત્રોની અપેક્ષાએ સરળ હોવાથી સર્વ કોઈને એક સરખી રીતે સુલભ છે અધમાધમ જીવો પણ એ મહામંત્રના પવિત્ર અક્ષરો કાનમાં પડવા માત્રથી દુર્ગમ દુર્ગતિરૂપી ગહન ગર્ત્તામાં પડતા ઉગરી ગયા છે ક્રૂરમાં ક્રૂર તિર્યંચો પણ એના શ્રવણમાત્રથી લઘુકર્મી બની ભવસમુદ્રને તરી જાય છે

આવી અદ્ભુત શક્તિ અને આવું સારભૂત રહસ્ય બીજા કોઈ મંત્રમાં સંભવી શકતું નથી, તેથી જ્ઞાનીઓએ સ્વમુખે આ મંત્રરાજનો મહિમા ગાયો છે એ મહિમાના મર્મને સૌ કોઈ સ્પષ્ટપણે સમજે અને તેના સાચા આરાધક બને, એ જ એક મહેચ્છા

## શ્રી નમસ્કાર મહામન્ત્રની વ્યાપકતા

૧ મન્ત્રશાસ્ત્રની દૃષ્ટિએ નમસ્કાર મહામન્ત્ર સર્વ પાપરૂપી વિષનો નાશ કરનાર છે

૨ યોગશાસ્ત્રની દૃષ્ટિએ પદસ્થધ્યાન માટે એમા પરમપવિત્ર પદોનુ આલબન છે

૩ આગમસાહિત્યની દૃષ્ટિએ સર્વશ્રુતમા અભ્યતર રહેલો છે તથા ચૂલિકા સહિત તે મહાશ્રુતસ્કધની ઉપમાને પ્રાપ્ત થયેલો છે

૪ કર્મસાહિત્યની દૃષ્ટિએ એક એક અક્ષરની પ્રાપ્તિ માટે અનન્તાનન્ત કર્મસ્પર્દ્ધકોનો વિનાશ અપેક્ષિત છે તથા એક એક અક્ષરના ઉચ્ચારણથી પણ અનત અનત કર્મરસાણુઓનો વિગમ થાય છે

૫ ઐહિક દૃષ્ટિએ આ જન્મની અદર પ્રશસ્ત અર્થ, કામ અને આરોગ્યની પ્રાપ્તિ તથા તેના યોગે ચિત્તની પ્રસન્નતા પ્રાપ્ત થાય છે

૬ પરલોકની દૃષ્ટિએ મુક્તિ તથા મુક્તિ ન મળે ત્યા સુધી ઉત્તમ દેવલોક અને ઉત્તમ મનુષ્યકુળની પ્રાપ્તિ કરાવે છે તેના પરિણામે જીવને થોડા જ કાળમા બોધિ, સમાધિ અને સિદ્ધિ મળે છે

૭ દ્રવ્યાનુયોગની દૃષ્ટિએ પહેલા બે પદો પોતાના આત્માનુ જ શુદ્ધ સ્વરૂપ છે અને પછીના ત્રણ પદો શુદ્ધ સ્વરૂપની સાધક અવસ્થાના શુદ્ધ પ્રતીક રૂપ છે

૮ ચરણકરણાનુયોગની દૃષ્ટિએ સાધુ અને શ્રાવકની સામાચારીના પાલનમા મગલ માટે અને વિઘ્ન નિવારણ માટે તેનુ ઉચ્ચારણ વારવાર આવશ્યક છે

૯ ગણિતાનુયોગની દૃષ્ટિએ નવકારના પદોની નવની સખ્યા ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ બીજી સખ્યાઓ કરતા અખડતા અને અભગતાનું વિશિષ્ટ સ્થાન ધરાવે છે તથા નવની સખ્યા નિત્ય અભિનવ ભાવોની ઉત્પાદક થાય છે નવકારની આઠ સપદાઓ અનત સપદાઓને અપાવનાર થાય છે તથા અણિમાદિ આઠ સિદ્ધિઓને સાધી આપે છે અને નવકારના અડસઠ અક્ષરો અડસઠ તીર્થો સ્વરૂપ બનીને તેનુ ધ્યાન કરનારના તારક બને છે અનાનુપૂર્વિથી થતુ શ્રી નવકારના પદોનુ પરાવર્ત્તન ચિત્તસ્થિરતાનું અમોઘ કારણ બને છે

૧૦ ધર્મકથાનુયોગની દૃષ્ટિએ અરિહતાદિ પાચ પરમેષ્ઠિઓના જીવનચરિત્રો અદ્ભુત કથાસ્વરૂપ છે, નમસ્કારનુ આરાધન કરનાર જીવોની કથાઓ પણ આશ્ચર્યકારક ઉન્નતિને દર્શાવનારી છે તથા એ સર્વકથાઓ સાત્ત્વિકાદિ રસોનું પોષણ કરનારી છે

૧૧ ચતુર્વિધ સઘની દૃષ્ટિએ નવકારમત્ર સૌને એક સાકળે સાધનારો તથા બધાઓને સમાન દરજ્જે પહોચાડનારો છે

૧૨ ચરાચર વિશ્વની દૃષ્ટિએ નવકારના આરાધકો સર્વ જીવોને અભય આપનારા નીવડે છે, સદાય સકળ વિશ્વની એક સરખી સુખ-શાન્તિ ચાહે છે અને તે માટે શક્ય તેટલા બધા જ પ્રયત્નો કોઈ પણ જાતના બદલાની આશા કે ઇચ્છા વિના નિરંતર કર્યા કરે છે

૧૩ વ્યક્તિગત ઉન્નતિની દૃષ્ટિએ કોઈ પણ જાતની બાહ્ય સાધન-સામગ્રીના અભાવે પણ સાધક કેવળ માનસિક બળથી સર્વોચ્ચ ઉન્નતિની ટોચે પહોંચી શકે છે

૧૪ સમષ્ટિગત ઉન્નતિની દૃષ્ટિએ પરસ્પરને સમાન આદર્શના પૂજક બનાવી સત્શ્રદ્ધા,-સમ્જ્ઞાન તથા સચ્ચારિત્રના સત્પથે ટકી રહેવાનું ઉત્તમ બળ સમર્પે છે

૧૫ અનિષ્ટ નિવારણની દૃષ્ટિએ નવકારનું સ્મરણ અશુભ કર્મના વિપાકોદયને રોકી દે છે અને શુભ કર્મના વિપાકોદયને અનુકૂળ બને છે, તેથી નવકારના પ્રભાવે બધા અનિષ્ટો ઇષ્ટરૂપે બદલાઈ જાય છે જેમકે અટવી મહેલ સમાન, સર્પ ફૂલની માળા સમાન વગેરે બને છે

૧૬ ઇષ્ટસિદ્ધિની દૃષ્ટિએ નવકાર શારીરિક બળ, માનસિક વિકાસ, આર્થિક વૈભવ, રાજકીય સત્તા, ઐહિક સંપત્તિ તથા બીજા પણ અનેક પ્રકારના ઐશ્વર્ય, પ્રભાવ અને ઉન્નતિને આપનાર થાય છે કારણ કે તે ચિત્તની મલિનતા અને દોષોને દૂર કરીને નિર્મળતા અને ઉજ્જ્વળતાને પ્રગટાવી આપે છે સર્વ ઉન્નતિનું બીજ ચિત્તની નિર્મળતા છે, એ નિર્મળતા નવકારથી સહજ રીતે સિદ્ધ થાય છે

# ભાવમંગલ શ્રી નવકાર

'मङ्गयते-साध्यते हितमनेनेति मङ्गलम्' અર્થાત્—જેનાથી હિત સધાય છે તે મંગલ, અથવા હિત ધર્મથી જ સધાય છે, તેથી હિતસાધક ધર્મને જે લાવે તે મંગલ કહ્યું છે કે— 'मङ्ग-धर्मं लातीति मङ्गलम्' અહીં મંગ એટલે ધર્મ, તેને લાવે તે મંગલ એવો બીજો અર્થ પણ મંગલનો થાય છે, અથવા ધર્મની પ્રાપ્તિ અધર્મના નાશથી થાય છે સર્વ અધર્મોનું મૂળ કારણ વિષય, કષાયો અને તેના ફલ સ્વરૂપ ચાર ગતિમાં પરિભ્રમણરૂપ સંસાર છે, જેથી 'સંસાર પરિભ્રમણનો ક્ષય કરે તે મંગલ' એવો ત્રીજો અર્થ પણ મંગલનો થાય છે કહ્યું છે કે —मा भवात्-ससारात् गालयति-अपनयतीति मङ्गलम् અર્થાત્ 'મા'=મને સંસારથી ગાલે-પાર ઉતારે, મારા સંસારને દૂર કરે તે મંગલ

એ રીતે મંગલ એટલે હિતનું સાધન, મંગલ એટલે ધર્મનું ઉપાદાન અને મંગલ એટલે અધર્મના મૂલભૂત સંસાર પરિભ્રમણનું જ મૂલોચ્છેદન, સુખસાધક અને દુ:ખનાશક પદાર્થને મંગલરૂપ માનવાની રૂઢિ સંસારમાં પ્રસિદ્ધ છે, પરંપરાએ પણ દુ:ખોચ્છેદક અને સુખપ્રાપક પદાર્થો મંગલરૂપ મનાય છે, તથા

જેમાં કષ્ટ નિવારણનું કે સુખ આપવાનું (નિશ્ચિત નહિ પણ સંદિગ્ધ) સામર્થ્ય હોય તે પદાર્થો પણ મંગલરૂપ ગણાય છે, જેમકે દધિ, દૂર્વા, અક્ષત, શ્રીફળ, પૂર્ણકળશ અને સ્વસ્તિકાદિક પદાર્થો

એ રીતે સુખના નિશ્ચિત કે સંદિગ્ધ સાધનભૂત સર્વ કોઈ વસ્તુઓ જગતમાં મંગલરૂપ ગણાય છે અહિંસા, સંયમ અને તપરૂપ ધર્મો તથા સ્વાધ્યાય, ધ્યાન અને જ્ઞાનાદિ ગુણો, એ દુઃખધ્વંસ અને સુખસિદ્ધિના નિશ્ચિત સાધનો છે, તેથી તે ભાવમંગલ ગણાય છે દધિ, દૂર્વા, અક્ષત, શ્રીફળ, પૂર્ણકળશ અને સ્વસ્તિકાદિ સંદિગ્ધ સાધનો છે તેથી તે સર્વ દ્રવ્યમંગલ ગણાય છે, દ્રવ્યમંગલો જેમ સુખના સંદિગ્ધ સાધનો છે તેમ તે અપૂર્ણ સુખને આપનારા પણ છે ભાવમંગલો એ સુખના નિશ્ચિત સાધનો છે અને તેનું સેવન કરનારને તે સંપૂર્ણ અને અવિનાશી સુખને આપે છે, તેથી તે દ્રવ્યમંગલ કરતા ભાવમંગલનું મૂલ્ય ઘણું વધારે છે

જૈન શાસ્ત્રોમાં અનેક પ્રકારના ભાવમંગલો છે, તે સર્વમાં શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારને પ્રધાન મંગલ કહેલું છે, તેના મુખ્ય બે કારણો છે એક તો પંચપરમેષ્ઠિ નમસ્કાર એ સ્વયં ગુણસ્વરૂપ છે અને બીજું ગુણોના બહુમાન સ્વરૂપ છે અહિંસા, સંયમ અને તપ, તથા સ્વાધ્યાય, ધ્યાન અને જ્ઞાન, વિગેરે ગુણસ્વરૂપ છે પણ ગુણોના બહુમાન સ્વરૂપ નથી

વળી શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર એ સર્વ સદ્દગુણોમાં શિરોમણીભૂત વિનય ગુણના પાલન સ્વરૂપ છે, મોક્ષનું મૂળ વિનય

છે, વિનય વિના જ્ઞાન નથી, જ્ઞાન વિના દર્શન નથી, દર્શન વિના ચારિત્ર નથી અને ચારિત્ર વિના મોક્ષ નથી

બીજી રીતે મોક્ષને માટે ચારિત્રની જરૂર છે, ચારિત્ર માટે શ્રદ્ધાની જરૂર છે, શ્રદ્ધા માટે જ્ઞાનની જરૂર છે અને જ્ઞાન માટે વિનયની જરૂર છે આ વિનય સ્વરૂપ શ્રી નમસ્કાર છે

યોગ્યનો વિનય તે સદ્‌વિનય છે શ્રી પચપરમેષ્ઠિ નમસ્કારમા તાત્ત્વિક ગુણોને ધારણ કરવાવાળી (વિનયને પાત્ર એવી ત્રિકાલ અને ત્રિલોકવર્તિ) સર્વ વ્યક્તિઓને નમસ્કાર કરવામા આવે છે

પચ પરમેષ્ઠિ નમસ્કારમા નમસ્કારને યોગ્ય વ્યક્તિઓ સર્વપ્રધાન હોવાથી તેમને નમસ્કાર એ સર્વ વિનયોમા પ્રધાન વિનય સ્વરૂપ બની જાય છે પ્રધાન-વિનયગુણના પાલનથી પ્રધાન (યથાર્થ) જ્ઞાન, પ્રધાન (તાત્ત્વિક) દર્શન (શ્રદ્ધા), પ્રધાન (શ્રેષ્ઠ) ચારિત્ર અને પ્રધાન (અવ્યાબાધ) સુખની પ્રાપ્તિ થાય છે પરમેષ્ઠિઓને નમસ્કાર સ્વરૂપ પ્રધાન વિનય ગુણના પાલન વિનાનુ જ્ઞાન, ધ્યાન કે સયમ, એ સર્વપ્રધાન-મોક્ષસુખને આપવાને સમર્થ થઈ શકતા નથી

શ્રી પચપરમેષ્ઠિ નમસ્કાર એ જેમ પ્રધાન વિનય ગુણના પાલન સ્વરૂપ છે, તેમ ગુણોના બહુમાન સ્વરૂપ પણ છે ગુણ બહુમાન એ ચિત્તનો અચિંત્ય શક્તિ યુક્ત ધર્મ છે ગુણ બહુમાનના આશયવાળુ ચિત્ત થોડા જ સમયમા સર્વ પ્રકારની અશુદ્ધિઓ અને અહકારાદિ દોષોથી રહિત બની જાય છે

કાચી માટીના ઘડામા ભરેલુ પાણી જેમ પ્રતિક્ષણ ઘટનો

નાશ કરનારૂં થાય છે, તેમ ચિત્તરૂપી કુંભમાં રહેલું ગુણ બહુ-માનરૂપી જળ ચિત્તના દોષોને અને મલિનતાને પ્રતિક્ષણ ક્ષય કરનારૂં થાય છે ગુણ બહુમાનને ધારણ કરનાર માનસિક ભાવ જેમ અચિન્ત્ય પ્રભાવ સંપન્ન છે તેમ ગુણ બહુમાનને વ્યક્ત કરનારી વાચિક અને કાયિક ચેષ્ટાઓ પણ પ્રભાવસંપન્ન બની જાય છે શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કારમાં એ ત્રણે વસ્તુઓ રહેલી છે

મનથી નમવાનો ભાવ, વચનથી નમવાનો શબ્દ, અને કાયાથી નમવાની ક્રિયા, એ રીતે જ્ઞાન, શબ્દ અને ક્રિયારૂપ વિવિધ-ક્રિયાથી યુક્ત શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર પાપધ્વંસ અને કર્મક્ષયના અનન્ય કારણરૂપ બની જાય છે, તેથી તે સર્વોત્કૃષ્ટ (ભાવ) મંગળ સ્વરૂપ છે અને તેથી જ શ્રી પંચપર મેષ્ઠિ નમસ્કારની ચૂલિકામાં ફરમાવ્યું છે કે—

"एष पञ्चनमस्कार, सर्व-पापप्रणाशन ।
मङ्गलाना च सर्वेषा, मुख्य भवति मङ्गलम् ॥१॥"

અર્થ—પાંચે પરમેષ્ઠીઓને કરેલો આ નમસ્કાર સર્વ પાપોનો પ્રકર્ષે કરીને નાશ કરનારો છે તથા સર્વ મંગલોમાં પ્રથમ-પ્રધાન-સર્વોત્કૃષ્ટ મંગલ સ્વરૂપ છે ૧



## અનંતઉપકારી શ્રી નવકાર મહામંત્ર

આકૃતિ અને અક્ષરમય છે જગત આખું જ્યાં નજર ઠરશે ત્યાં જોવા મળશે તે બેમાંથી એક આકૃતિનું સર્વોત્કૃષ્ટ તારક સ્વરૂપ શ્રી જિનપ્રતિમામાં બંધાયું છે અક્ષરોનું મહાસત્ત્વ શ્રી જિનપ્રવચનના અંગભૂત જિનાગમોમાં સમાએલું છે

તે શ્રી જિનાગમોનું સમગ્ર સારતત્ત્વ, પરમ મંત્ર શ્રી નવકારના અડસઠ અક્ષરોમાં ભારોભાર છવકાય છે

શ્રી જિનપ્રતિમાજીને પત્થર યા ધાતુની મૂર્તિરૂપે તે જુએ, જેનામાં ભારોભાર જડતા રહેવી હોય

શ્રી નવકારના અક્ષરોને સામાન્ય કોટિના અક્ષરોરૂપે તે જુએ, જેનું ભવ્યત્વ અતિમંદ હોય

'અરુણ', 'ઉષા,' 'રજની,' 'સંધ્યા' આદિ નામોના અંગભૂત અક્ષરો અને શ્રી નવકારના અંગભૂત ૬૮ અક્ષરો વચ્ચે અનંતગણું અંતર છે કેમકે તે વ્યક્તિવાચી નથી, મહાતત્ત્વવાચી છે શુદ્ધાત્મતત્ત્વવાચી છે

ત્રણ કાળના અનંતા પંચપરમેષ્ઠિ ભગવંતો જેના અંગભૂત છે, તે મહામંત્ર શ્રી નવકાર પૃથ્વીતત્ત્વ (જડતા)ની વિપુલતા

વાળા અને પ્રતિકૂળ કાળ-ઢાળ (અવસર્પિણી)વાળા આ પાંચમા આરામાં મૌજુદ છે, તે આપણા માટે જેવું તેવું આશ્વાસન ન ગણાય

શ્રી નવકારની ઉત્કૃષ્ટતમ પ્રેરકતા અને તારકતાનો સબળ તમ પુરાવો છે, શ્રી અરિહંત પરમાત્માનું અનન્યતમ જીવન

શ્રી અરિહંત પરમાત્માના શ્રી તીર્થંકરદેવ તરીકેના ચરમ ભવમાં શ્રી નવકારનો ભાવપ્રકાશ સોળે કળાએ ખીલી ઉઠેલો દેખાય છે

શ્રી નવકારના અચિંત્ય પ્રભાવમાં તેને જ ૧૦૦ ટચની શ્રદ્ધા ન હોય કે-જે આત્મા શ્રી અરિહંત પરમાત્માના પૂર્ણ સ્વભાવમય જીવનને સાંભળવા, સમજવા અને સ્વીકારવામાં હૃદયને પડતું મૂકીને પોતાની એકાંગી દૃષ્ટિ અને પરિમિત બુદ્ધિનો સહારો લે

મહામંત્રનું 'શ્રી નવકાર' એવું નામ, તેનામાં રહેલી ભવ પારકારકતાનું સચોટ પ્રતિપાદન કરે છે તેનું 'શ્રી નમસ્કાર' એવું બીજું નામ તેનામાં રહેલી અહંકારવિનાશકતાનું આપણને ભાન કરાવે છે તેના પ્રત્યેક નામની ભીતરમાં જીવના અવિદ્યાજનિત મહામોહાંધકારને દૂર કરનાર વિશિષ્ટતમ ગુણોનો પ્રકાશ પથરાએલો છે

મોટા એંજિનોમાં ગતિપ્રેરક ચક્ર ( Flywheel ) નાના એંજિનોમાં પંખા અને એથી એથી યે નાના યંત્રોમાં જે સ્થાન ચક્રનું છે, તે જ સ્થાન આ મહામંત્રમાં 'ણમો' પદનું છે

'ણમો' ના સતત આનરસ્પર્શે આપણી સમગ્રના નમસ્કારના ઘાટમા ઢળવા માટે છે, આપણી પરભાવપરાયણતા ચૂપચાપ વિ લય થવા માટે છે

ણમો એટલે નમસ્કાર થાઓ ત્રિવિધે નમસ્કાર

આપણી સમગ્રતાનો પચપરમેષ્ઠી ભગવતોને નિ કામ ભાવે હવાલો સોંપી દેવો, તે છે 'ણમો' નો ભાવાર્થ

મન, વચન અને કાયા ઉપરના આપણા સઘળા હક્કો રાજીનામુ આપે અને ત્યા ત્યા પચપરમેષ્ઠી ભગવતોના સવ જીવહિતચિતકત્વનો મહાભાવ બેસીને પોતાનુ કામ કરતો થાય, ત્યારે જ 'ણમો' શબ્દનો આપણો જાપ સોએ સો ટકા સાથક થયો ગણાય

પરતુ દેહથી નમવા છતા ભાવ આપણો રોકાએલો રહે ભવના ભજનમા, સ્વાવની સેવામા, પ્રતિષ્ઠાની પગચપીમા, પામરતાની પૂજામા, અહ ની આરતીમા તો તે નમસ્કાર નવ્વાણું ટકા અધૂરો ગણાય

આવા અધૂરા નમસ્કારને કારણે જ આપણે આજ સુધી અધુરા રહ્યા છીએ, અપૂર્ણતાને ખોળે આળોટયા કરીએ છીએ, અતરાયોની આધીમા અટવાયા કરીએ છીએ

જ્યા સુધી આપણુ અજ્ઞાન અને અપૂર્ણતા, અ તરાયો અને ભવભ્રમણનુ દુ ખ આપણને તીવ્રપણે સાલશે નહિ, આપણા હૃદયકમળની પાખડીઓ પશ્ચાત્તાપના અશ્રુ વડે ભીંજાશે નહિ, ત્યા સુધી નવકાર પ્રાપ્તિની વ્યાકૂળતાનો મહાઘોષ આપણા જીવનને ભરી દઈ નહિ શકે

વહેતા નિર્મળ જળમાં મેલું વસ્ત્ર ધોવાઈને સાફ થાય છે તેમ શ્રી નવકારના અક્ષરોના સતત આંતરસ્પર્શે આત્મપ્રદેશોને બાઝીને રહેલા મોહનીય આદિ કર્મોના અત્યંત સૂક્ષ્મ, ચીકણા અને બેડોળ પરમાણુઓ ચૂપચાપ એક પછી એક ખરી જઈ આત્માના તેજને જગ્યા આપે છે.

મનનું મો સર્વજીવોના હિત તરફ વળે અને તેની પીઠ સ્વ-પોતાના તરફ રહે, એટલે 'નમન' શબ્દની સાર્થકતા સિદ્ધ થાય.

ન+મન=નમન

એટલે કે મન પોતાનામાં સમાએલું ન રહે તેનું નામ નમન

ચરમ તીર્થંપતિના પ્રથમ ગણધર ભગવંત શ્રી ગૌતમ સ્વામીજીની અનંત લબ્ધિઓના મૂળમાં વિનયપ્રદીપ 'જ્યોતિ'નો નિર્મળ પ્રકાશ રહેલો હોવાનું સમજનારા અને સ્વીકારનારા આપણે પંચનમસ્કારને પૂરો ભાવ આપવામાં કેમ અચકાઈએ છીએ.

શ્રી નવકારને ભાવ એટલે શ્રી અરિહંતોની અસીમ કરુણાને ભાવ.

શ્રી નવકારને ભાવ એટલે શ્રી સિદ્ધભગવંતોના પરમ સામાયિકભાવને અને તેના ફળસ્વરૂપ ક્ષાયિકભાવને ભાવ.

શ્રી નવકારને ભાવ એટલે શ્રી આચાર્યભગવંતોની શીલ સૌરભને ભાવ.

શ્રી નવકારને ભાવ એટલે શ્રી ઉપાધ્યાય ભગવંતોની શ્રુતપારગામિતાને ભાવ.

શ્રી નવકારને ભાવ એટલે શ્રી સાધુ ભગવતોની ઉત્કૃષ્ટ આત્મસાધનાનો ભાવ

શ્રી નવકારને અપાતા ઉત્કૃષ્ટ ભાવમાથી જન્મે છે, ભવનો અભાવ ભવના અભાવની ભૂમિકાએ પહોચવા માટે જરૂરી છે જીવની સર્વ જીવોના હિતની સાચી ભૂખ

'જે જેને ગમે તે તેને નમે' એ સૂત્ર ન્યાયે આપણને આજે શું ગમે છે શાની ભૂખ છે, તેનુ સ્પષ્ટ દર્શન આપણો વર્તમાનનાક કરાવી રહ્યો છે

કયા ત્રિભુવનદિવાકર શ્રી અરિહત પરમાત્મા અને કયા સ્વાર્થની સાધના કરતા આપણે ?

સર્વજીવહિતચિંતકત્વે તેઓશ્રીને ત્રિભુવનનાયકના પરમપદે સ્થાપ્યા અને તેઓશ્રીના જ આત્મપ્રભાપૂર્ણ નામમાથી ઝેરા એવા નામ વડે ઓળખવામા ગૌરવ અનુભવતા આપણે સહુ, આપણા જીવન-પ્રદેશના કેટલા વિસ્તારમા તેઓશ્રીની સ્વ-પર કલ્યાણકારિણી આજ્ઞાનો મહાધ્વજ રોપી શકયા છીએ ?

ઉપકારી મહર્ષિઓ ફરમાવે છે કે, કેવળ પોતાના સુખનો જ વિચાર કરનારો આરાધક વિશ્વહિતની ભાવના ધરાવના શ્રી તીર્થંકરદેવ કે તેઓશ્રીના જ માર્ગે અપ્રમત્તભાવે ચાલનાર પચપરમેષ્ઠી ભગવતો સાથે ભાવસબધ બાધી શકતો નથી સ્વ અને સર્વના વિચાર વચ્ચે રહેલો તફાવત સ્પષ્ટ થયા વિના પચપરમેષ્ઠી ભગવતની સાચી ઓળખાણ બની શકતી નથી

ચૌદ રાજલોકના જીવોનુ હિત જે હેમખમ બાળવી શકે

તેમ છે, તે આત્માનો કેવળ પોતાના સુખ માટે ઉપયોગ કરવો તેનાથી મોટું મહામિથ્યાત્વ કયું ?

ચૌદ રાજલોકના સઘળા જીવો જ્યાં નિરાંતે રહી શકે તેમ છે, તે આત્મભવનમાં કેવળ 'હું' કદાગ્રહ પૂર્વક રહેવાની ચેષ્ટા કરે અને તે આપણે નભાવી લઈએ, તેનાથી મોટી નિર્માલ્યતા કઈ ?

રસ્તાને પકડીને ચાલી શકાતું હોય તો જ સ્વને ભાંગીને સર્વને મળી શકાય

'હું' અને 'અમે' વચ્ચેનું અંતર જેમ જેમ ઘટતું જાય તેમ તેમ સંસાર અને મોક્ષ વચ્ચેનું આપણું અંતર ઘટતું જાય

આપણાં સર્વ દુઃખોનું મૂળ કારણ અહંપ્રેરિત પાપમય પરિણામો છે

મહામંત્ર શ્રી નવકારની શરણાગતિ નહિ સ્વીકારીએ તો મનરૂપી પવનના તોફાન વચ્ચે અંતરની ભૂમિકામાં સર્વ જીવોના હિતનું ભાવબીજ મૂળ ઘાલી જ નહિ શકે

શ્રી નવકારનો જાપ શરૂ થાય છે એટલે મન આસ્તે આસ્તે તેના ભાવમાં સમાઈ જવા માંડે છે એટલે કે મનનું સ્થાન શ્રી નવકારના ભાવને મળી જાય છે

મન ભાવનમસ્કારમાં પરિણત થાય છે, એટલે મનને આધીન વિચારોમાં પણ મહાસત્ત્વ ઝળહળવા માંડે છે વિચારોનું તે મહાસત્વ આપણી સમર્થતાને પવિત્ર કરતું કરતું વર્તનરૂપે બહાર આવે છે અને સર્વપાપપ્રણાશક ભૂમિકા આત્મા પ્રાપ્ત કરે છે

નણ જગતના સવ જીવોના સર્વ પાપ નાશ કરવાનો શ્રી નવકારનો કૉલ છે તે શાશ્વત છે તેને ખોટો ઠેરવનાર કોઈ આત્મા આજ સુધી લોકમા જન્મ્યો નથી, ભવિષ્યમા જન્મવાનો નથી

એક પલ્લામા એક શ્રી નવકાર હોય અને બીજા પલ્લામા ત્રિભુવનનુ સઘળુ બળ હોય તો પણ જિત શ્રી નવકારની જ થાય

જેના એકનિષ્ઠ આરાધકનુ બહુમાન કરવાને વાયુ અને વનસ્પતિકાયના જીવો પણ વિસરતા નથી, તે શ્રી નવકારને સમર્પિત થતા આપણને અટકાવે છે કોણ ?

સેકડો અણુ અને હાઇડ્રોજન બોમ્બની એકધારી વર્ષા વચ્ચે શ્રી નવકારનો એકનિષ્ઠ આરાધક પ્રસન્નચિત્તે હેમખેમ ઊભો રહી શકે કારણ કે જેના ચોક્કસ માપના અને પૂર્ણ સત્ત્વવાળા આદોલનોમા અણુ કરતા અધિક સૂક્ષ્મ અને તેથી જ વધુ શક્તિવાળા કર્માણુઓને આત્મપ્રદેશોમાથી નિર્મૂળ કરવાની અચિન્ત્ય શક્તિ છે, તે શ્રી નવકારને હૃદયપૂર્વક ભજનારને અણુબોમ્બ તો શું પણ ઇન્દ્રનુ વજ્ર પણ પ્રણામ કરે

આપણી સમગ્રતા વાટે શ્રી નવકારજાપજન્ય જે આદોલનો સવત્ર વિસ્તરે છે, તેમા એટલુ બધુ ઓજસ્-તત્ત્વ હોય છે કે તેની સામે ગમે તેવો ભૌતિક અતરાય એક ક્ષણવાર પણ ટકી શકતો નથી પછી ભલે તે હિમવત પર્વત હોય કે સોનાનો મેરુ

તેમ છતા ભાગ્યશાળીઓ ફરીઆદ કરે છે કે, અમારૂં મન શ્રી નવકારમા લાગતું નથી

સોયમાં દોરો પરોવવાની વિધિ મુજબ મનને શ્રી નવકારમાં પરોવી શકાય

દોરાને આંગળી અને અંગુઠા વડે બરાબર ઝાલીને સોયના નાકા સરસો લઈ જવો પડે છે, તેમ મનને કાયા અને વાણી વડે પકડીને શ્રી નવકાર નજીક લઈ જવું જોઈએ

દોરાનો અગ્રભાગ જો સોયના નાકા કરતાં સહેજ પણ વધુ જાડો હોય છે કે વેરાએલો હોય છે, તો સોય તેને પોતાનામાં સ્થાન આપી શકતી નથી, તેમ મન પણ જો દુર્ભાવોથી ખરડાએલું હોય, તેમજ અન્યાયોપાર્જિત દ્રવ્યના ભેજ વડે અભડાએલું હોય, તો શ્રી નવકારમાં તે પરોવાઈ જઈ શકતું નથી

તેમ છતાં જેમને સોયમાં દોરો પરોવવો જ હોય છે, તેઓ દોરાના હજાર નખરાને તાબે ન થતાં તેને વાટ આપીને, તેના અગ્રભાગને અણિદાર બનાવીને પણ તેને સોયમાં પરોવીને જ જંપે છે

તે જ રીતે આપણે પણ નિર્ધાર કરીએ તો મનને શ્રી નવકારમાં નક્કી પરોવી શકીએ પ્રયત્ન કરવા છતાં જો તે ન પરોવાય તો સમજવું કે તે જાડું છે તેની અંદર કષાયનો કચરો છે ભયાનક પરિણામોનો ભેજ છે

એ કષાયો અને આર્ત-રૌદ્રધ્યાનના ભયાનક ભેજનો પણ ઇલાજ છે અને તે પણ જેવો તેવો નહિ, પરંતુ યમના જેવો આકરો અને અડોલ

ઇલાજ નીચે મુજબ છે

પહેલા તેને "મૈત્રીભાવ"ની સરાણ ઉપર ચઢાવવું ત્યા ચ-સાત મિનિટ ફેરવવાથી તેનામા થોડીક વધુ શુદ્ધિ અને ળાશ વર્તાય એટલે "પ્રમોદભાવ"ની સરાણ ઉપર ચઢાવવું . પણ તેટલો સમય ફેરવીને અધિક શુદ્ધ દશા ઉઘાડનારી કારુણ્ય ભાવની" સરાણ પર ચઢાવવું ત્યા ફરતા જ શ્રી વકારમા પરોવાઇ જવાની તેની વ્યાકૂળતા સ્વાભાવિક બની ાય છે અને આપણી પ્રેરણાની રાહ જોયા વિના તે "માધ્યસ્થ ાવની" સરાણ પર પહોચી જાય છે

આ વિધિ જેવી તેવી નથી

ત્રણ કાળના, ત્રણ લોકના સવ જીવોના હિતચિંતનના શુભ ાવ વડે આપણી સમગ્રતાને તરબોળ કરી દેવાની તેનામા પસીમ શક્તિ છે

મનને સાનુકૂળ બનાવવાની અનેક વિધેયાત્મક પદ્ધતિઓ ંભીર જ્ઞાનના ધણી શ્રી ગણધર ભગવતોએ રચેલી છે તેમાથી ે માફક આવે તેનો વિધિપૂવક ઉપયોગ કરવો જોઇએ

પાચ ઇન્દ્રિયોના પાચ વિષયોને ઉંચા ભાવયોજન વડે ંતોષવાથી પણ પચપરમેષ્ઠી ભગવતો સાથેનો ભાવ સબધ ાધવામા મનને સાનુકૂળ બનાવી શકાય છે

તે રીત નીચે મુજબ છે

કાનને ગમે શબ્દ, સગીત

તો ઉંચામા ઉંચુ શબ્દમય સગીત માલકોશ રાગમા ષતી પુષ્કરાવત મેઘ જેવી દેવાધિદેવ શ્રી અરિહંત પ્ર...

ત્માની દેશનામા હોય છે બને કાન ત્યા રોકાએલા રહે એટલે મનનુ શબ્દ અને સ ગીત વિષેનુ સ્વ-પર પ્રતિકૂળ વલણ ઝડપથી બદલાવા માડે

આખને ગમે રૂપ, સૌન્દર્ય

તો અનતા શ્રી સિદ્ધ ભગવ તોના પરિપૂર્ણ આત્મ-સૌ દર્ય સરખુ સૌ દર્ય નથ લોકના કોઇ પ્રાણી કે પદાર્થમા નથી સૌ દયના અમી પીવાની આપણી આખોને તાલીમ આપવાથ તેની દર્શન-શક્તિ વધવાની સાથે સાથ સૌન્દર્ય વિષેના મન પરિણામો ઘરમૂળથી બદલાવા માડે છે

નાકને ગમે સુગધ, ફોરમ

તો શ્રી આચાર્ય ભગવ તોના પચાચાર-પૂત આત્મપ્ર શોમાથી જે સુગ ધ દેહના સાડા ત્રણ કરોડ રોમ વાટે ગળાઇ લોકમા સર્વત્ર ફેલાઈ રહી છે, તેની તુલનામા અત્તરના મહ સાગરની કે નદનવનના પારિજાતકની સુગ ધ પણ નહિવ ગણાય તે સુગ ધમા નાહવાની નાકને થોડીક કેળવણી મળતા તેની ગ્રહણશક્તિ તેજ બનવાની, સાથોસાથ દ્રવ્ય-સુરભિનો મનનો નશો ઉતરવા માડશે

જીભને ગમે રસ, સરસ રસ

લૌકિક મા નતા છે કે-ઉચામા ઉચો રસ અમૃતરસ, તે બરાબર નથી કારણ કે જેમના આગળ તે અમૃતરસના સરોવરો છલકાય છે, તે દેવોને પણ પોતાના સ્વ-રૂપના જ્ઞાન અથ તેનાથી અન તગણા શ્રેષ્ઠ સ્વાધ્યાયરસનુ જ પાન કરવુ પડે છે.

એટલે શ્રી ઉપાધ્યાય ભગવંતોના સ્મ ણ સાથે આપણી છભ તેઓશ્રીના સ્વાધ્યાય રસનો આસ્વાદ માણી રહી છે, એવો ભાવ ભાવવો જોઇએ એમ કરવાથી અલ્પકાળમા સ્વા દેન્દ્રિયજિતના પ્રાપ્ત થાય અને જ્ઞાનનો ક્ષયોપશમ પણ વધે જ

ચામડીને ગમે સ્પર્શ

મહામંત્ર શ્રી નવકારના પાચમા પદમા રહેલા 'મ વ' શબ્દની યથાથ તા અહી સિદ્ધ થાય છે

સમગ્ર દેહ-દેશે શ્રી સાધુ ભગવ તોની ભાવ માધુતાના ભાવ-સ્પર્શનો અનુભવ કરાવવામા તે શબ્દ ભોટુ બળ પૂરુ પાડે છે સાધુતાના ભાવ સ્પર્શે ત્વચા સુલાયમ અને કાન્તિ વાળી બને છે તેમજ દ્રવ્ય સ્પર્શ ની મનની લાલસાઓ વેરાઇ જાય છે

એટલે કે 'નુમો અરિહ તાણ ' પદના જાપ સાથે આપણા કણુ દ્વ દેવાધિદેવની દેશના કાજે વ્યાકૂળ બનવા જોઇએ

'નુમો સિદ્ધાણુ ' પ ના જાપ સાથે આપણી આખો અન ત શ્રી સિદ્ધભગવ તોના સૌ દર્યમા ખોવાઇ જવી જોઇએ

'નુમો આયરિયાણુ ' પદના જાપ સાથે આપણી ઘ્રાણેન્દ્રિય શ્રી આચાય ભગવ તોના શીલની ભાવસુરભિને સમર્પિત થઇ જવી જોઇએ

'નુમો ઉવજ્ઝાયાણુ' પદના જાપ સાથે આપણી જિહ્વા શ્રી ઉપાધ્યાય ભગવ તોના સ્વાધ્યાય રસના આસ્વાદમા લીન થઇ જવી જોઇએ

'ણમો લોએ સવ્વસાહૂણ' પદના જાપ સાથે શ્રી સાધુ ભગવંતોની ભાવસાધુતાના સ્પર્શથી આપણા સમસ્ત દેહદેશે અપૂર્વ કંપ જાગવો જોઈએ આપણા રોમરોમ હર્ષના ભાવદીપક ઝળહળવા જોઈએ

શ્રી નમસ્કાર મહામંત્રનો આ રીતે વિધિપૂર્વક ત્રિસંધ્યાએ ઓછામા ઓછો ૧૦૮ વાર જાપ કરનાર ભવ્ય આત્માની પાંચેય ઇન્દ્રિયોની શક્તિ છ માસના ટૂંક સમયમા ખૂબ જ વધી જાય છે

દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની શ્રેષ્ઠતાનો યોગ સાધીને શ્રી નવકારની આરાધના કરનાર પુણ્યશાળી આત્માની શ્રવણશક્તિ એટલી સૂક્ષ્મ અને ગહન બનવા માડે છે કે તે પછી તે પોતાના ક્ષેત્રથી એક હજાર ગાઉ દૂરના શબ્દોને તે પોતે નજીકથી સાભળતો હોય તેટલી સ્પષ્ટતાપૂર્વક સાભળી શકે છે

તેની દર્શનશક્તિ એટલી શુદ્ધ અને વ્યાપક બનવા માડે છે કે તે પછી તે પોતે હજાર ગાઉ દૂરના દશ્યને પણ વાર બે વાર દૂરના દશ્યને જોતો હોય તેમ જોઈ શકે છે

તેની ઘ્રાણશક્તિ એટલી સતેજ બનવા માડે છે કે તે પછી તે હવામાની ગંધ મારફત ભાવિના શુભાશુભ પ્રસંગનું દર્શન કરી શકે છે

સ્વાધ્યાય રસના સતત ભાવસ્પર્શ વડે પરિશુદ્ધ થએલી તેની જિહ્વામા શબ્દસિદ્ધિ નિવાસ કરે છે

તે પછી તેને હિમશિલા ઉપર સુવાડો કે લોખંડના

ધગધગતા થાભલા સાથે બાધો તો પણ તેના એક રૂવાડામાય ઇજા પહોચતી નથી

જેના એક એક પદમા અનતા શ્રી અરિહતાદિ ભગવતોના સર્વ જીવહિતકર સ્મરણનુ બળ રહેલુ છે તે પરમતારકમત્ર શ્રી નવકારના અચિંત્ય પ્રભાવના આ તો માત્ર સામાન્ય નમુના છે

અપેક્ષાએ એમ પણ કહી શકાય કે તારક અને પ્રેરક શક્તિ શ્રી નવકારમા અનત છે કારણ કે શ્રી નવકારના જાપ અને ધ્યાન દ્વારા આપણે એક કાળના એકાદ બે નહિ, પરતુ ત્રણેય કાળના અનતા પચપરમેષ્ઠી ભગવતોના ભાવ સબધનો અનન્યતમ યોગ પામી શકીએ છીએ

દા ત એક જ વાર 'ણમો અરિહતાણ' પદ ભાવપૂવક બોલવાથી આપણે થયેલા, વિચારતા અને થનારા સર્વ શ્રી અરિહત ભગવતોને દ્રવ્યથી અને ભાવથી નમસ્કાર કરી શકીએ

દ્રવ્ય આજ્ઞા, આપણને ભાવ આજ્ઞાને પાત્ર બનાવવામા સહાયક થાય છે તેજ રીતે દ્રવ્ય નમસ્કાર, ભાવ નમસ્કારને સજાગ કરવામા મોટી સહાય કરે છે

દ્રવ્યનિરપેક્ષ ભાવની વાતો સૂકા સરોવરમા મો નાખવા જેવી છે

સાધકને મન ભાવાનુસાર દ્રવ્ય અને દ્રવ્યાનુસાર ભાવ એમ પરસ્પરાનુવિદ્ધ છે

'ણ[illegible] [illegible]તાણ' બોલવા છતા શ્રી તીર્થં[illegible]

ભાવ જેવો ભાવ જ્યાં સુધી આપણે ન કેળવી શકીએ, ત્યાં સુધી તેઓશ્રીની સાથે ભાવસંબંધ કેવી રીતે શક્ય બને?

પ્રભુના ભાવને વિશ્વવ્યાપી બનાવવા માટે જ પ્રભુની ભિન્ન ભિન્ન પ્રકારની આજ્ઞા પ્રયોજાયેલી છે. શ્રી જિનાજ્ઞાને સમર્પિત થયા વિના કોઈની પણ મુક્તિ નથી.

એટલે 'ણમો અરિહંતાણં' પદના જાપ સાથે આપણા હૃદયકમળની બીડાયેલી કળીઓ ઉઘડવા માંડવી જોઇએ, આપણા જીવનમાં તેઓશ્રીના ભાવનું ચલણ સ્થપાવું જોઇએ.

શ્રી અરિહંતના ભાવને ત્રિવિધે નમસ્કાર કરનાર આત્મા કોઇ એક જીવનો પણ અમિત્ર બનીને નિરાંતે શ્વાસ ન લઈ શકે. લાખો મિત્રો વચ્ચે બહારથી આનંદિત જણાતા તે ભાગ્યશાળીના હૈયામાં અમૈત્રીભાવ સેંકડો વીંછીના ડંખની વેદના કરતાં અધિક વેદના જન્માવે જ.

શ્રી અરિહંતનો આરાધક સ્વપ્નમાંય તેઓશ્રીની દ્રવ્ય અને ભાવ આજ્ઞાનો ભંગ ન થઇ જાય તેની કાળજી રાખે ને રાખે જ. કારણ કે આજ્ઞાભંગની ભૂમિકા ઉપર ઉભો રહીને કોઇ માનવી કોઇપણ પ્રકારના કાર્યમાં સફળ થઇ શકતો નથી.

વિજળીક પ્રવાહનો સખ્ત આંચકો લાગતાં જે પ્રકારની સખ્ત ખેંચ આખા દેહમાં વર્તાય છે, તે પ્રકારની ખેંચ શ્રી અરિહંત પરમાત્માની આજ્ઞાનો ભંગ થઇ જવા છતાં આપણા જીવનમાં અનુભવાય નહિ, તો સ્વીકારવું જોઇએ કે તેઓશ્રીની અનુપમ તારકતામાં આપણને વિશ્વાસ નથી અથવા વિશ્વાસની તે ભૂમિકાથી દૂરના અંધારા પ્રદેશોમાં જ આપણે આથડી

રહ્યા છીએ અને ત્યાથી બૂમો પાડીએ છીએ કે શ્રી નવકાર ફળતો નથી 'નવકાર નથી ફળતો' એમ બોલવું તે પણ તેના અચિંત્ય પ્રભાવનું હડહડતું અપમાન છે

કલ્પવૃક્ષ જે કાઈ આપે છે તે બધુ તો શ્રીનવકાર આપે જ છે અને તદુપરાત કલ્પવૃક્ષ જે આપી શકતું નથી તે મોક્ષ સુખ પણ તે આપે છે

તેમ છતા તેની અચિંત્ય ફળદાયક પ્રક્રિયાને સમજવા માટે કાળ અને ભાવના સ્વરૂપને સમજવું પડે

જો તેને રોટલીના એઠા–જુઠા ટુકડા સરખો ભાવ અપાય તો તે લાબા સમયે અલ્પ ફળ આવે

આપણી વર્તમાન દરિદ્રતાનુ મૂળ કારણ અનાદિનુ આપણુ ભાવદારિદ્રય છે

જડ-ત્યા, જે-તે પદાર્થો અને પ્રસગોને ભાવ આપી દેતા આપણે પાછુ વાળીને જોતા નથી રસ્તે જતા નવી મોટર કે નવો બગલો નજરે ચઢી જતા જ આપણી સમયતા તેની અસર તળે આવી જાય છે તેવી મોટર કે બગલો ન ધરાવતા હોવાનુ દુખ, કહો કે આર્ત્ત અને રૌદ્રધ્યાન, તે સમયે આપણા મનનો કબજો લઈ લે છે

ભાવ એટલે શુ એ જો આપણા હૈયામા સોળેસોળ આની વસી જાય તો આશા રાખી શકાય કે તે અણમોલ ધનને આ રીતે વેડફતા આપણે જરૂર અટકીએ

આત્માની પામરતાને પકવનારા અદ્ભુત ઔષધનુ નામ ભાવ

તે કયા વાપરવું, કયારે વાપરવું અને કઇ રીતે વાપર
તે બરાબર નહિ જાણનાર આરાધક, દ્રવ્યથી નવકારને પામવ
છતા તેની સાથે ભાવ સબંધ બાંધવામા તેને પોતાના હૃદય
દાન કરવામા સફળ થઇ શકતો નથી

ભાવ કાળ કરતા પણ સૂક્ષ્મ છે એટલે કાળ તેને ચા
શકતો નથી

ફક્ત ૨૪ કલાકના આપણા જીવનનો તટસ્થપણે અભ્યાસ
કરતા સ્પષ્ટ સમજાય છે કે તેટલા સમય દરમ્યાન આપણે
ઓછામા ઓછો કાળ અને જઘન્યમા જઘન્ય પ્રકારનો ભાવ
પચપરમેષ્ઠી ભગવતો સાથે દ્રવ્ય સબધ અને ભાવ સબધ
કેળવવા માટે ફાજલ પાડીએ છીએ અને બાકીના ૨૧, ૨૨,
૨૩, કે ૨૩ાા કલાક દરમ્યાન ભવની પગચપી કરવામા
મશગુલ રહીએ છીએ

સઘળો શ્રેષ્ઠ કાળ અને ભાવ ભાવ ી પૂજામા ખર્ચવો સારો
બધુ સ્વાર્થને ખવરા ી દેવુ અને પછી વધ્યુ ઘટયુ ભિખારીને
આપતા હોઈ એ તે રીતે અથવા કૂતરાને નાખતા હોઇએ તે
રીતે સતત ઉપકારી પચ પરમેષ્ઠી ભગવતોને નાખવું અને
પછી બૂમો પાડવી કે ' શ્રી નવકાર ફળતો નથી, દુ ખ વધતું
જાય છે, મનની શાતિ ઘટતી જાય છે, આવકના સાધનો
તુટતા જાય છે એ કયાનો ન્યાય ?

શેકથી જેમ ગુમડુ પાકીને ફૂટી જાય છે અને દ્રવ્યનિરો
પ્રાપ્ત થાય છે, તેમ શ્રી નવકારને અપાતા ભાવથી

વાતાવરણ સર્વ જીવોના હિતની ભાવના વડે મઘમઘતું હોય કે સ્વાર્થની દુર્ગંધ વડે ખદબદતું હોય ?

સર્વજીવના હિતની ઉત્કૃષ્ટતમ ભાવવાળી શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાને સમર્પિત થઈ જવા સિવાયનો બીજો કોઈ ભાવ 'ણુમો અરિહંતાણુ' બોલનાર ભ વ્ય આત્માના હૈયામાં હોઈ શકે ખરો ?

આજ્ઞાને સમર્પિત થયા સિવાય ભાવના ભાવવાની વાત કરવી તે શ્વાસ લીધા સિવાય જીવવાની વાતો કરવા જેવું ગણાય

શ્રી નવકાર સ્વયં સ્પષ્ટપણે જણાવે છે કે, 'મારા શરણાગતના સર્વ પાપ નાશ કરવા માટે હુ ત્રણેય કાળમાં બંધાએલો છુ 'સવ્વપાવપ્પણાસણો' પદ તેની સાખ પૂરે છે

તો પછી આજે આપણે દુઃખી શાથી ? અસ્વસ્થ કેમ ?

શું આપણે શ્રી નવકાર નથી ગણતા ?

ના ! ના ! એમ તો ન જ બોલાય, ગણીએ છીએ તે તો હકીકત છે

પરંતુ તેના ભાવનો સ્પર્શ ન થઈ જાય તે પ્રકારની અવળી તકેદારી પૂર્વક ગણતા હોઈએ અથવા કહી શકાય કે હૃદયને તેનાથી વેગળુ રાખીને ગણતા હોઈએ, એટલે તે લાભ પહોંચાડે કોને ?

કારણ કે ધરતીને અર્પિત થયા સિવાયનું બીજ ધાન્યરૂપે પરિણમતું નથી, તેમ હૃદયને સ્પર્શ્યા સિવાયનો ભાવ, દુઃખના કારણરૂપ પાપનું નિવારણ કરી શક્તો નથી

વસ્તુ જેમ ઉંચી તેમ તેના ઉપયોગની તકેદારી પણ ઉંચી

કાગળનો એક ટુકડો, તે જ્યાં સુધી ટુકડારૂપે હોય છે ત્યાં સુધી તેના ઉપયોગ પ્રત્યેના આપણા ભાવમાં અને તે જ્યારે કિંમતી દસ્તાવેજ કે ચલણી નાણારૂપ બની જાય છે, તે સમયના તેના ઉપયોગ પ્રત્યેના આપણા ભાવમાં કેટલું મોટું અંતર પડી જાય છે?

તેજ રીતે શ્રી નવકારને અડસઠ અક્ષરોના સામાન્ય સમૂહરૂપે જોવાના અનાદિકાલીન મિથ્યાદષ્ટિના પાશમાંથી આપણે નહિ છૂટીએ, ત્યાં સુધી તેનામાં રહેલી સર્વકલ્યાણક્ષમતામાં આપણી શ્રદ્ધા પૂરેપૂરી નહિ જામે અને જો તેનામાં સંપૂર્ણ શ્રદ્ધા નહિ પ્રગટે તો તેને આપણા હૃદયમાં હૃદયરૂપે પધરાવવાનું સત્ત્વ નહિ પ્રગટે અને જો સત્ત્વ જ નહિ પ્રગટે તો શ્રી નવકારના મહાસત્ત્વને આપણે પામીશું ક્યારે? અને પ્રભુજીની સર્વજીવ હિતકારિણી આજ્ઞાની પ્રભાવના મહામાંગલિક મહોત્સવો વડે કરી શકીશું ક્યારે? અને સ્વ અને પરના ભવ્યત્વને અધિક ભવ્ય બનાવીશું ક્યારે?

નામ, આકૃતિ, દ્રવ્ય અને ભાવ એ ચારમાંથી એકને અલગ પાડીને તેની શક્તિ ઓછી આંકવી તે શ્રી જિનાજ્ઞાની વિરાધનારૂં દુષ્કૃત્ય ગણાય તે દુષ્કૃત્યનો પ્રત્યાઘાત-નાની સરખી કાંકરી આખા સરોવરના જળને ડહોળી નાખે છે, તેમ સ્વસ્થતાને ડહોળી નાખે છે અને લાખ પ્રયત્નો છતાં મન-વચન અને કાયા સીધી લીટીએ શ્રી નવકારમાં પરોવાઈ શકતા નથી.

સર્વ જીવોના હૈયામાં શ્રી અરિહંત પરમાત્માની આજ્ઞાનો દીપક પેટાવવાની આપણી ભાવના, આપણા સાડા ત્રણ કરોડ રોમમાંથી એક પણ રોમમાં તેઓશ્રીની આજ્ઞાની વિરાધનાનું પરિણામ જાગતા રોકીને ન બેઠું હોય તો જ પૂરેપૂરી સફળ થઇ શકે

પવનના સ્પર્શે વાદળા ખસી જાય છે, તેમ શ્રી નવકારના જાપમાંથી જન્મતી પવિત્ર પ્રાણશક્તિના સ્પર્શે વિરાધનાના તે પરિણામો વિદાય થઇ જાય છે અને પ્રાણશક્તિનો સૂક્ષ્મતર પ્રવાહ નિર્વિઘ્ને સર્વત્ર ફેલાય છે

જે રીતે કુશળ ગાયક સૂર અને શબ્દને એકરસ બનાવીને શ્રોતાઓના સમગ્ર ભાવો ઉપર કબજો જમાવે છે, તે જ રીતે હૃદયવીણાના શ્વાસોચ્છવાસરૂપ સંગીતમાં શ્રી નવકારના અક્ષરોને પૂરા બહુમાન અને સંયમપૂર્વક ઢાળવાથી આપણી પ્રાણશક્તિની શુદ્ધિ અને વૃદ્ધિ થાય છે હૃદય, ફેફસાં અને વાયુના રોગમાંથી બચી જવાય છે લોહીની ગતિનો તાલ હંસની ચાલને અનુસરતો થાય છે અને આપણા જીવનમાં ધીમે ધીમે ધર્મધ્યાનની દશા ઉઘડતી જાય છે

ધર્મધ્યાનની દશા નથી ઉઘડી ત્યાં સુધી જ અધર્મકૃત્યો થઇ જવા છતાં, અહિતકર અસત્ય વચનો બોલાઈ જવા છતાં, દુર્ધ્યાનમાં આળોટવા છતાં, આપણા હૈયામાં પશ્ચાત્તાપની જ્વાળાઓ ભભૂકતી નથી

આપણે ભગવાન બનીએ, લોકના મસ્તકે શોભીએ, એવી નવકારની ભાવના છે બદલામાં તે માગે છે 'અહં' તેનું

કહેલું છે કે, જો તમે બધા મને 'અહં' સોંપી દો તો હું તમને મારી પાસે છે તે 'અર્હં' જરૂર સોંપી દઉં

જેના સર્વમંગલશિરોમણિપણા ઉપર આજ સુધી થઈ ગએલા અને વર્તમાનમાં વિચરતા સર્વ શ્રી અરિહંત ભગવંતોએ મહોર મારી છે, તે મહામંત્ર શ્રી નવકારની સાથે પોતાનું જીવન જોડી દેનાર આરાધક સદા સુખી જ હોય એ હકીકત આપણે ગોખી રાખવી જોઈએ કે જેથી વાત વાતમાં ગમે ત્યાં ઠગી પડવાની, શ્રદ્ધા ખોઈ બેસવાની, જીવન જોડી દેવાની, અનાદિ અવિદ્યાજનિત જે વૃત્તિઓ આજ સુધી આપણને બનાવી રહી છે, રઝળાવી રહી છે, તેનાથી આપણે પર થઈ શકીએ

પગમાં પેસી ગએલો કાંટો પગ પંપાળવાથી નીકળતો નથી પરંતુ તે પેસતી વખતે પગને પહોંચેલા દુઃખ કરતાં પણ અધિક દુઃખના અનુભવ પછી જ નીકળે છે તે જ રીતે આપણા જીવનમાં અનાદિ કાળથી ઘર કરી ગએલા મિથ્યાત્વના મેલને, અવિરતિના આવેગને, પ્રમાદના પટને, કષાયના કચરાને, યોગના તંતુઓને આપણે ભિન્ન ભિન્ન પ્રકારની વિશિષ્ટશક્તિ અને આકૃતિવાળા શ્રી નવકારના અડસઠ અક્ષરોરૂપી ઓજારો વડે કુશળ શસ્ત્રક્રિયાવિદ્‌ની રીતે સાફ કરી દેવા જોઈએ

અબજો વર્ષોથી તે બધા બરાબર જામી ગએલા હોવાથી ચૂપ-ચાપ નહિ ખસે, ખસતા પહેલા તેમનાથી બની શકશે તેટલું દુઃખ પહોંચાડવાની કુચેષ્ટા કરશે જ પરંતુ પાંચ-પચીસ માસ કે વર્ષોના દુઃખના બદલામાં પ્રાપ્ત થનારી ભાવોભવની સંપૂર્ણ નિરોગિતાની ઉપેક્ષા એટલે શ્રી જિનાજ્ઞાની ઉપેક્ષા

વેદનીય કર્મના ઉદયે પેટ, આતરડા અથવા ગળાના જીવ લેણ દર્દના પંજામા ફસાએલા પોતાના એકના એક વહાલસોયા પુત્રને તેના મા-બાપ તે તે દર્દમાથી સદાને માટે મુક્ત થાય તેવી વત્સલતાના બળ વડે તેને ઓપરેશનના ટેબલ ઉપર સુવાડતા પણ અચકાતા નથી, તો પછી અનેક જન્મોના મહા પુણ્યે દ્રવ્ય અને ભાવ આરોગ્યના મહાદાતાર શ્રી નમસ્કાર મહામંત્રનો મહાશુભ યોગ મળ્યો છે, તેનો પૂરો લાભ ઉઠાવવાની કોશિષ આપણે કરવી જ જોઇએ

ઝટ નબર ન લાગતો હોય તો તેના મહામંગલદ્વારે વહેલા વહેલા પહોચી જવુ જોઇએ અને એક વાર તો આપણા દ્રવ્ય અને ભાવરોગના ઇલાજ માટે તેના હાથમા આપણો હાથ સોંપી દેવો જોઇએ 'થાય છે' 'જઇશુ' 'શી ઉતાવળ છે?' એવી ઠાલી વાતોમા રસ પેદા થવો તે ભવરોગની જ નિશાની છે

કોઠે પડી ગએલુ સંસારદાસત્વ જ આપણને પ્રમાદમાર્ગે પ્રેરે છે સહેજ પેટમા દુખે તો કામ પડતું મૂકીને વૈદ્ય કે ડૉકટરને ત્યા દોડી જવાય અને આત્માના અનત ખજાનાને ઘેરી બેઠેલા અષ્ટકર્મરિપુઓથી છોડાવનાર ધર્મચક્રી સ્વય આપણા નગરમા પગલા કરે અને છતા આપણે આળસને ખોળે આળોટીએ, તેનો શો અર્થ?

શ્રી નવકારના જાપ અને ધ્યાન સમયે ઉદયમા આવતા અતરાયો તે શ્રી નવકાર આપણા જીવનમા પરિણમતો હોવાનું શુભ ચિહ્ન છે

દવા માફક આવવાથી રોગ જેમ બહાર નીકળે છે અને દર્દી વધુ અશક્ત બનતો દેખાય છે, તેમ શ્રી નવકારની વિધિ પૂર્વકની આરાધના આત્મામા પડેલા વિવિધ કર્મો બહાર નીકળતી વખતે જુદા જુદા ખેલ ભજવે છે અને આરાધકને એના સવહિતકર પથમાથી ચલિત કરવાના છેલ્લા પ્રયત્નો કરે છે પરંતુ તેને ભવરોગ ઘટતો હોવાના અને ભાવઆરોગ્ય વધતું હોવાના શુભ ચિન્હ તરીકે સ્વીકારવાથી, હજારો ગાઉના કંટાળાજનક પ્રવાસ પછી પ્રવાસીને પોતાના ગામના માર્ગે પગ મૂકતા અને તે માર્ગ ખરો છે, તેની નિશાનીરૂપ ઓળખીતા ઝાડ અને અંતરદર્શક થાભલા અને પત્થરો જોતા સતત થાકની અસર વચ્ચે પણ જે અકથ્ય હર્ષ ઉપજે છે તેવો હર્ષ અને ઉત્સાહ શ્રી નવકારના આરાધકને પણ અવશ્ય વર્તાય

જે ભવ્ય આત્મા શ્રી નવકારની આજ્ઞામા રહે છે તેની આજ્ઞા લોપતા દેવતાઓ પણ ડરે છે

લોહચુંબક જેમ લોઢાને ખેંચે છે, તેમ જ્યા શ્રી નવકાર ગણાતો હોય છે, ત્યા ત્રિભુવનમા રહેલા શુભ ભાવો ખેંચા ઇને એકત્ર થાય છે અને શ્રી નવકારનો આરાધક ધીમે ધીમે કેવળ એક વ્યક્તિ મટીને શુભભાવનો ધારક, પોષક, અને વાહક બનવા માડે છે પછી તેના મનના પરિણામો આત્મોન્મુખ બને છે, તેને સહુથી ઓછી પોતાની જાત યાદ આવે છે ભવની લાતનું કારણ જાતની વાત હોવાના જ્ઞાનીભગવંતના વચનો તેને દુર્ભાવના ઉકરડામા મો નાખતા વારે છે

શ્રી નવકારનો આરાધક, શ્રી નવકારના ગણનાર પુણ્ય શાળી આત્માને જોતા જ ઘેલો ઘેલો થઇ જાય પુણ્યયોગે જો

તે માર્ગમા મળી જાય અને તેની પોતાનાથી બની શકે તેટલી ભક્તિ કરે

મહામત્ર શ્રી નવકારનો એકનિષ્ઠ આરાધક શ્રી અરિહંત પરમાત્માની કરુણાના પાત્ર બનેલ આત્માની કદિ નિંદા તો ન જ કરી શકે તે ગર્હા પોતાના મન-વચન-કાયાના પાપકૃત્યોની કરે, અનુમોદના ત્રણ કાળના, ત્રણ લોકના ભવ્ય જીવોના જીવોના દાન-શીલ-તપ અને ભાવરૂપ ધર્મની કરે

આ જાતના દુષ્કૃત ગર્હા અને સુકૃત અનુમોદનના ભાવથી તરબોળ બનેલ આરાધકે શ્રી નમસ્કાર મહામંત્રના જાપની શક્તિને વધુ વ્યવસ્થિત કરવી જોઈએ

શ્રી નમસ્કાર મહામંત્રના જાપના મુખ્ય પ્રકાર ત્રણ છે

માનસ, ઉપાંશુ અને ભાષ્ય

ભાષ્ય કરતા ઉપાંશુ સો ગણ અધિક બળ લાવે અને ફેલાવે, ઉપાંશુ કરતાં સોગણુ અધિક બળ માનસ લાવે છે અને ફેલાવે છે

હાથથી ફેંકેલા પથરા સમાન ભાષ્ય જાપ છે

ગોફણમા ચઢાવીને ફેંકેલા પથરા સમાન ઉપાંશુ જાપ છે

બંદુકમાથી છોડેલી ગોળી સમાન માનસ જાપ છે

આ ત્રણેય દાખલાઓ શબ્દની શક્તિના સામાન્ય સ્વરૂપને સમજવામા સુગમતા રહે તે પૂરતા છે બાકી તેની શક્તિ એક એક કરતા ઘણુ ઓછા સમયમા અધિક પ્રદેશોમા જતી હોય છે

ભાષ્યજાપ એટલે મંત્રોચ્ચારપૂર્વકનો જાપ
ઉપાશુમા હોઠ ફફડે

માનસ, મન પવન મારફત સમગ્ર દેહમા ફેલાઇને બહાર નીકળે

આત્માએ કર્મોના કાચા માલમાથી બનાવેલા સાડાત્રણ કરોડ છિદ્રોવાળા બેનમુન દેહ વાજિંત્રમાથી જે જાપસગીત સુધા ઝરે છે, તેની સાત્ત્વિકતા બહુ જ ઓછા સમયમા ચૌદ રાજલોકમા વ્યાપીને ત્યા ત્યા રહેલા જીવોને તેમના તથાભવ્યત્વ અનુસાર શાતા પહોંચાડે છે તેમને થતાં શાતાના પરિણામ થી નવકારના આરાધકને મોટી સહાય કરે છે

માયરામા પગ મૂકતી કોડભરી કન્યાના વદન પર જે મુગ્ધના છવાય છે, તેવી મુગ્ધના આપણા વદન પર શ્રી નવકારના જાપ સમયે પ્રગટવી જોઇએ આપણા ઉપરના જેમના ઉપકારની કોઈ સીમા નથી, તે પચપરમેષ્ઠી ભગવતો જ આપણા સાચા વહાલેસરી છે તેમને મળવાના શુભ અવસરને અમર બનાવવા માટે આપણે આપણા તનની, મનની, વચનની, ધનની અને ભાવની સઘળી શક્તિ એકી સાથે કામે લગાડી દેવી જોઇએ તે નિમિત્તની પત્રિકા ટુકડાને બદલે શુદ્ધ રેશમના કાપડ ઉપર ખાસ લહિયાઓ પાસે તૈયાર કરાવીને બહાર પાડવા જેટલી શક્તિ હોય તો તેમ કરતા સહેજ પણ સકોચ ન અનુભવવો જોઇએ તે સમયે દેશ અને કાળના બહાના કાઢવાની અનાદિ અવિદ્યાજનિત વૃત્તિઓને તાબે ન જ થવું જોઇએ દેશ અને કાળની પ્રતિકૂળતાને આળવાની જેમનામા અનત

શક્તિ છે, તે પંચપરમેષ્ઠી ભગવંતોની સ્તુતિ, ભક્તિ, પૂજા, વંદના અને સેવાના માંગલિક પ્રસંગોએ દેશકાળની પ્રતિકૂળતાને આગળ કરાવી તે તેમના પ્રત્યેના અનાદરભાવનુ-અભક્તિભાવનુ સૂચક છે

એ રાષ્ટ્રના વડાઓ ગંભીર વિષયોની ચર્ચા માટે શુધ્ધ હવા સલામત અને સુંદર સ્થળ પસંદ કરે છે તેમ આપણે પણ મોક્ષના પ્રતિનિધિતુલ્ય શ્રી નવકારના અક્ષરો સાથેની મુલાકાત શાંત, એકાંત, સલામત અને પવિત્ર ક્ષેત્રમાં યોજવી જોઈએ

સ્વ (આત્મા)ના મૌલિક ભાવરૂપ સર્વ કલ્યાણમયતા સિદ્ધ કરવાની શ્રી નવકારમાં અચિંત્ય શક્તિ છે

તેના ધ્યાનની ઉષ્મા ભાવના ગમે તેવા ભેજને હરી લે છે

ખરલમાં ઘૂંટાતી પીપરનો પટ ચારે તરફ ફેલાઈને એક વાતાવરણ સર્જે છે તેમ શ્રી નવકાર જાપના તરંગોમાંથી હૈયાના આભમાં ધ્યાનનું અતિગંભીર, સ્થિતિ અને શુભ વાતાવરણ નિર્માણ થાય છે

આત્માની જેમ શ્રી નવકાર પણ શાશ્વત છે

અડસઠ તેના અક્ષરોનું સંયોજન અનન્યતમ છે અને તેથી જ તેની સર્વકલ્યાણક્ષમતા સર્વકાળ સિદ્ધ છે તે સંયોજનમાં વિશ્વહૃદયનો અદ્ભુત તાલ છે તેના એકનિષ્ઠ આરાધકના હૃદયને વિશ્વ સાથે જોડાવાના ભાવને પ્રગટ કરવામાં તે તાલ સારી સહાય કરે છે

જેનામા સ્વર્ગ કે નરકના કોઇ સુખને આપવાની કે દુ ખને કાપવાની કોઇ વાતને સ્થાન નથી મત્યુ માત્ર પાપનો નાશ અને મગળનુ પ્રદાન કરવાની જ જેનામા અચિંત્ય શક્તિ રહેલી છે, તે શ્રી નવકારની અનન્યતમ વિશિષ્ટતા છે

વિશ્વના ગૂઢતમ રહસ્યોની ચાવીઓ શ્રી નવકારમા છે

આત્માના ઢકાએલા અક્ષરત્વને ઉઘાડવામા તેનો પ્રત્યેક અક્ષર, બીડાએલી કુલકળીને સ્વ-કિરણ સ્પર્શે ખીલવતા સૂરજ કરતા અધિક ગૂઢ શક્તિ ધરાવે છે તેમ છતા બીડાએલી તે કળી સ્વમુક્તિના સ્વચ્છદી ખ્યાલમા જો ડાળી સાથે જોડાઇને રહેવાની દ્રવ્ય આજ્ઞાનો ભગ કરે તો પુષ્પપણુ પામવાની ભાવાજ્ઞાને સાકાર બનાવી શકતી નથી, તે જ રીતે જો આપણે પ્રગતિ અને મુક્તિની ધૂનમા આપણને શ્રી જિનેશ્વરદેવની આજ્ઞાસ્વરૂપ દ્રવ્ય કૃપાથી અલગ પાડી દઇએ તો પચપરમેષ્ઠી ભગવતો સાથેના ભાવ-સબધની ભૂમિકાને પ્રાપ્ત ન કરી શકીએ અને આપણા આત્મપ્રદેશો અધિક ઢકાઈ જાય

સામાયિક વિનાનો શ્રી નવકાર કે શ્રી નવકાર વિનાનુ સામાયિક જેમ ન હોઇ શકે, તેમ સર્વ જીવો ઉપરના સમત્વભાવ વિના સાચો શ્રી નવકાર ન હોઇ શકે સમત્વવાન પચપરમેષ્ઠી ભગવતો પ્રત્યે પૂરા નમસ્કારભાવ સિવાય સર્વ જીવો પ્રત્યે આત્મભાવ ન પ્રગટે અને જો તે ભાવ ન પ્રગટે તો સર્વ જીવોના હિતની ચિંતા, પાચ-સાત કુટુબીજનો પૂરતી સીમિત થઇ જાય અને તેમાથી ભવોભવને વિષે ભટકાવનારા મહામોહનો માર્ગ મોકળો થાય -

પછી આપણે આપણા માનેલા પાંચ સાત કુટુંબીજનોના સુખને ખાતર, સેંકડો માનવ-બંધુઓ અને નિર્દોષ જીવોના અહિતનો વિચાર જ ન કરી શકીએ સર્વ જીવોના હિતની આત્મસમભાવ-મૂલક ચિંતામાંથી જ સર્વેશ્વરપણું પ્રગટે છે, તે સર્વેશ્વરતા પ્રગટ કરવાની અગાધ શક્તિ શ્રીનવકારમાં છે

શ્રીનવકારની આરાધના એટલે આત્મભાવની આરાધના, આત્મભાવ આવે એટલે સર્વાત્મભાવ આવે જ શ્રીઅરિહંત પરમાત્માની આજ્ઞામાં તેઓશ્રીનો સર્વોત્કૃષ્ટ સર્વાત્મભાવ જ ઝળહળે છે તેઓશ્રીએ પ્રકાશેલા નાના મોટા પચ્ચક્ખાણો અને અનુષ્ઠાનોમાં સર્વાત્મભાવ જ ભરેલો છે

દ્રવ્ય અને ભાવ ઉભય પ્રકારના ખોરાકમાં પૂરતો સંયમ શ્રીનવકારના આરાધક માટે આવશ્યક જ નહિ પરંતુ અનિવાર્ય બની જાય છે

નવકારનો શ્રદ્ધાશીલ આરાધક સડેલું, વાસી, અનીતિના પટવાળું ભોજન પણ ન ખાઈ શકે તેમજ સડેલા, કોહેલા, દુર્ગંધ મારતા, સ્વાર્થ, હિંસા અને વિકારના વિચારો વડે પોતાના ભાવપ્રાણો પણ ન જ હણે

શ્રી નવકાર આત્માની નજીક લઈ જનારો મહામંત્ર છે સર્વ પાપનો નાશ કરનારો અક્ષરમંત્ર છે, મોક્ષના શાશ્વત સુખ આપનારો પરમમંત્ર છે તેની પાસે સંસારના ક્ષણભંગુર સુખો માગવા તે ભર્યા ભાણે ભૂખ્યા ઉઠવા જેવું ગણાય ચક્રવર્તીના દ્વારે જઈને એક પૈસાની ભીખ માગવા જેવું ગણાય

નિયમા સર્વવિરતિધર એવા પંચપરમેષ્ઠિ ભગવંતો પાસે

સમારના નાશવંત સુખોની માગણી કરવા જેટલી નીચી ભૂમિકાએ ઉતરી જવું તે મહાપુણ્યે ગિરિશિખરનો યોગ થયા પછી તેની તળેટીમા ગબડી પડવા સમાન છે ગુરુ પાસે અવિદ્યાની માગણી મૂકવા સમાન છે સમ્રાટ્ પાસે શિરચ્છેદનો પ્રસ્તાવ મૂકવા સમાન છે નદનવનમા જઈને કેસૂડામા ફૂલની શોધ કરવા સમાન છે

ઓછા કાળમા અધિક પુણ્ય શ્રીનવકારનો આરાધક ઉપાર્જે છે તે પુણ્ય અધિક નિર્જરામા કારણભૂત બને છે

પોતાની જનેતાના વાત્સલ્યનીતરતા મૃદુ કરસ્પર્શે બાળક જેવી શાતા અને પ્રસન્નતા અનુભવે છે, તેવી શાતા અને પ્રસન્નતા શ્રી નવકારના સર્વજીવ-કલ્યાણભાવ નીતરતા અક્ષરોના મૃદુ આતર સ્પર્શે તેને ખોળે રમતો બાળ આરાધક અનુભવે છે

આવા શ્રીનવકારને અમૃતખોળે રમવાના મનોરથો સર્વ જીવોના ફળો વહેલા વહેલા !

શ્રીનવકારના એકનિષ્ઠ આરાધકો, અનુમોદકો અને પ્રશસકોની આપણે ત્રણ કાળના એના સમગ્ર જીવન વડે ભૂરિ-ભૂરિ અનુમોદના કરીએ

ભવના કડવા ઓડકારથી છોડાવનાર અને સિદ્ધિના સમભાવનો અમૃતરસ ચખાડનાર હે નવકાર નાથ ! તમને કોટિ કોટિશ વદના

શ્રી જિનેશ્વરદેવોની પરમબોધિના લાભ વડે સર્વ જીવો પરમ સુખી થાઓ, પરમ સુખી થાઓ, પરમ સુખી થાઓ

🙏





## મંત્રાધિરાજનું મહત્ત્વ

"શ્રી નમસ્કાર મત્ર કદાપિ નિષ્ફળ જતો નથી તેનુ નિષ્ફળ જવું તે સમગ્ર પ્રકૃતિના કાર્યંતત્રનુ અટકી જવું અને ફોહાઈ જવું તેના જેવુ છે, જે કદી પણ બનતું નથી બ્રહ્માંડ વિજ્ઞાનના સૂક્ષ્મ સિદ્ધાતો જેમ અચૂકપણે અને અવિરતપણે કાર્ય કરે છે તેમ "શ્રી નમસ્કાર મત્ર સ્થિરતાથી સ્મરનારને ઉત્કૃષ્ટ મગલ કાર્ય કરે છે"

અનત કાળપ્રવાહના શાશ્વત વહેણની એકાદ નબળી ક્ષણે પણ નવકાર જો નિષ્ફળ ગયો નથી ને ક્યારેય જશે નહીં તો તેથી એક શરાબી, જુગારી, કે વ્યભિચારી પણ તે ગણે તો ત્યા પણ તે નિષ્ફળ ન જાય, ત્યા પણ તે ઉત્કૃષ્ટ મગલ શરૂ કરે જ છે સભવ છે કે તે મગળની શરૂઆત બહુ જ ઝાખી હોય કારણ તે શરાબીનું જીવન અધકારમય ધુમ્મસથી પ્રાચ્છાદિત છે

"મારે તણ જ નવકાર દ્વારા જ એ ઉત્કૃષ્ટ કલ્યાણ-મગલ શરૂ થાય"

  

શ્રી નમસ્કાર મહામંત્ર જો ભાવપૂર્વક બોલાય તો જાપ વખતે એક એક પદમા મન તન્મય-તદાકાર બની જાય

'પ્રથમ પદ' વખતે સમવસરણની સર્વજ્ઞ વાણીમા, તો 'બીજા પદે' સિદ્ધશિલા પરના આનંદમય એકાતમા, 'ત્રીજે પદે' પંચાચારની સુવાસથી છલોછલ નંદન-વનમા, તો 'ચોથા પદે' બ્રહ્માડ વિજ્ઞાનના સૂક્ષ્મ સિદ્ધાતોની સિંધુમસ્તીમા, તો 'પાચમે પદે' પંચમહાવ્રતના આતર સામર્થ્યના મહામેરુ પર જઈ વસવું જોઈએ

માત્ર એક કે થોડા જ નહિ પણ સર્વ પાપોનો ઐકાતિક (નિશ્ચયથી) ને આત્યંતિક (મૂળથી) ક્ષય ચૂલિકા બોલતા અનુભવાવવો જોઈએ અને ઉત્કૃષ્ટ મંગલની ગંગોત્રીથી મહા પ્રપાતનુ અવતરણ ધ્યાનની વજ્રમય પીઠિકા પર થવું જોઈએ

"આવા ત્રણ જ નવકાર ઉત્કૃષ્ટ મહામંગલ જરૂર લાવી દે"

  

જ્યારે કોઈ શરાબી, જુગારી કે વ્યભિચારી ત્રણ નવકાર ગણી ઉત્કૃષ્ટ મંગલને કાર્યકારી બનાવી રહ્યો છે ત્યારે તેને કલ્પના પણ નથી હોતી કે એક સમય એવો આવશે જ્યારે હુ ચક્રવર્તીની ઋદ્ધિ છોડી સાધુપદનુ જોખમ હસતા હસતા લઈશ

જ્યારે બાર યોજન પ્રકાશ નાખતું ચાર આગળનુ મણિરત્ન હુ જ્ઞાનરશ્મિનો એકાદ સોનેરી ધાગો લેવા છોડી દઈશ ?

જ્યારે વૈતાઢયની તમિસ્રા ગુફામા પણ ઉત્સવ માડતું કાકિણી રત્ન છોડી પ્રવ્રજ્યા દંડ ગ્રહણ કરીશ

જ્યારે લોહ પુતળીને પણ સ્પર્શ માત્રથી ઓગાળનાર અને છઠ્ઠી નરકની અધિકારી કામજ્વર પીડિત સ્ત્રી-રત્નને છોડી હું ચામાચીડીયા, ધૂવડને તમરાઓથી વાસિત ભયંખ ડેરમા પ્રાણઘાતક ઉપસર્ગો વચ્ચે ધ્યાનમસ્તી અનુભવીશ

પણ આ બધુ માત્ર ત્રણ જ નવકારથી ક્યારેક શરૂ થાય છે અને અંત ત્યા પામે છે જ્યા પ્રકૃતિમાતાએ માનવબાળ પાસે વધુમા વધુ જે અપેક્ષા રાખી છે ત્યા

❀ ❀ ❀

ભક્તિની તન્મયતા કે આંસુ વિનાનો જાપ માત્ર આટો પાણીનો મોદક છે ઘી ને ગોળ વિનાનો.

❀ ❀ ❀

"પૂર્ણ ત્રણ નવકાર ગણવા લાખો ને કરોડો નવકારનો જાપ જરૂરી છે"

❀ ❀ ❀

"પઢમ હવઇ મંગલ" મા જે પઢમ શબ્દ છે તેનો અર્થ નિરંતર વિસ્તાર પામતું મંગલ છે

હવઇ શબ્દનો અધ્યાહાર થઇ શકત તે ન વાપર્યો હોત તો પણ અર્થ સમજાત છતા વાપર્યો છે તેનુ કારણ એ છે કે "નવકારનું મંગલ નિરંતર વિદ્યમાન છે તે સૂચિત કરવું છે"

તમે જાપ કરો કે નહિ બે હાથ પ્રસારી તમને ગોદમા લેવા શ્રીનમસ્કાર મંત્ર રૂપ માતાનું વાત્સલ્ય જેનુ બીજુ નામ

ઉત્કૃષ્ટ મંગલ છે તે નિરંતર હયાત જ છે તે બતાવવા 'इवइ' શબ્દ છે

તેથી આ ઉત્કૃષ્ટ મંગલ જે નિરંતર વિદ્યમાન છે અને જેનું નિરંતર વિસ્તૃતીકરણ થઈ રહે છે

  

ઉત્કૃષ્ટ મહામંગલરૂપ શ્રીનવકારની પ્રયોગો દ્વારા પ્રતીતિ કરવી જોઈએ કે 'એ મંગલનું સ્વરૂપ શું છે? તેનો આદિ, અંત ને મધ્ય શું છે? તેના પ્રાગટ્યની પ્રાથમિક શરતો શી છે? તે મંગલમાં ગોઠવાયેલ શૃંખલાબદ્ધ પરિણામ પરંપરા (Chain Reaction) શી છે? તે મંગલને 'ઉત્કૃષ્ટ' વિશેષણનો શિરપાવ મળે તેવી વિશિષ્ટતા શી છે? તે મંગલના સમગ્ર બળનું માપ શું? તે ઉત્કૃષ્ટ મહામંગલની સરખામણીમાં સમગ્ર પ્રકૃતિ (Mother Nature) ના ચાલાકીભર્યાં દાવ છીછરા લાગે છે એવી અદ્ભુતતા તેમાં શી છે? વિશ્વ રમતનું સર્વોચ્ચ રસબિંદુ ઉત્કૃષ્ટ મંગલરૂપ શ્રીનવકારમાં કેવી રીતે સમાયેલું છે?

મારા ચાલુ જીવનની આ સામાન્ય ક્ષણથી માંડી તે સિદ્ધ શિલા પરના સર્વોત્કૃષ્ટ વિજયમાલા સુધીની કૃતાર્થક્ષણ સુધી નવકારનું એ ઉત્કૃષ્ટ મહામંગલ અભય-કવચનું કેવું વજ્રમય બખ્તર મારી આસપાસ રચે છે?

ભય, ચિંતા ને શોષણના સંસાર દાવાનળના ભડકામાંથી તે કેવી અખંડિત પ્રસન્નતાની ધ્યાન પ્રતિમાનું અમર સર્જન કરે છે?

આવી બધી એ ઉત્કૃષ્ટ મહામંત્રની વિવિધ પ્રતીતિએ પ્રયોગો દ્વારા એટલે કે તન્મયતા સાથેના જાપના પ્રયોગો દ્વાર સાધકે કરવી જોઇએ

  

આજે જે વિશ્વની અંદર આપણે ઉઠીએ છીએ, બેસીએ છીએ અને ચાલીએ છીએ, આપણા શ્વાસોશ્વાસનું આદાનપ્રદાન જે વાયુમંડલમા ઘૂમી રહ્યું છે તે સઘળુ જ કાર્મિક અણુ જાદુઇ કરામતની પેદાશ છે

ચક્રવર્તી, પ્રતિવાસુદેવ એન્ડ્રો મોટો બળવાન કેમ ન હો કે પત્થરના પર્વતને પાટુ મારતા તે ત્યા જળ-ધોધની ધા વહેતી કરી શકતો હોય પણ તે આખર તો નાના અતિ સૂક્ષ્મ એવા ભીષણ કાર્મિક અણુની પાશવી તાકાતની તુચ્છ પેદાશ

એવું આ વિશ્વમા કશું જ નથી જ્યા કાર્મિક અણુના વિપાક શક્તિએ તેની મૃત્યુ છાયાનો કરુણરસ ન ઢાળ્યો હોય

દરિયાનું ઓક્ટોપસ પ્રાણી, કે યાના નાના Sea Horse-દરિયાઇ ઘોડાથી માંડીને તે સાક્ષાત આઇન્સ્ટાઇન કે ટાગોરનુ કે ગૌતમસ્વામી કે ભગવાન મહાવીરનું માનવમસ્તિષ્ક (Human Brain) ત્યા સુધી કાર્મિક અણુની ગણિતાત્મક ગોઠવણી Mathematical Besign ત્યા હયાત હોય છે

તીર્થંકર ભગવાન પણ જ્યારે સિદ્ધશિલા પર છુટકારાનો દમ લે છે ત્યારે જ કાર્મિક અણુની વિકૃત છાયાથી અસ્પૃશ્ય બને છે ત્યા સુધી તો તેઓ પણ અણુઓ સાથે સલગ્ન છે

નિગોદના (Torture Chamber)–શેતાનખાનાથી માડીને તે ઉધેઇના રાફડામા ઇલેકટ્રોન માઇક્રોસ્કોપથી દેખાયેલ બેક્ટરીયા, માઇક્રોબ્સ અને વીરસ ( Virus ) મા, ચક્રવર્તી કે ઇંદ્રમા, અનુત્તર વિમાનવાસીની બે હાથની તત્ત્વવિલાસી કાયામા અને સિદ્ધાતરમણતામા પણ કે સમવસરણની ધર્મ દેશનામા સર્વત્ર આ કાર્મિક અણુની વિકૃત છાયા વિસ્તરે છે

આ દુનિયામા સિદ્ધશિલા સિવાય કોઈ જગ્યા નથી જ્યાનો કે પ્રત્યેક પદાર્થ આ કાર્મિક અણુ અને તેની વિકૃતિથી ન ખરડાયો હોય જેની અશુભ છાયાથી ભ્રષ્ટ થઇ શુદ્ધભાવના જળની છાટની જેને જરૂર ન હોય

"માત્ર એક નવકાર મ ત્ર જ એવો છે કે જે સિદ્ધશિલા જેટલો જ કાર્મિક અણુની ભ્રષ્ટ છાયાની વિકૃત અસરોથી સર્વથા સર્વાશે મુક્ત છે તેથી તેને બીજી સિદ્ધશિલા ગણી શકાય "

લોકાગ્રે રહેલ સિદ્ધશિલાએ તો જ્યારે પહોચશુ ત્યારે ખરા ! અને તે સમયે કાર્મિક અણુની વજ્રમય બ ધનની પીડાથી મુક્ત થશુ ત્યારે ખરા !

પણ "શ્રી નમસ્કાર" એક સિદ્ધશિલા છે જે સાક્ષાત્ આ સ સારલોકના દાવાનળની વચ્ચે વિદ્યમાન છે જ્યા જઇને જ્ઞાન આન દમા થતો લય દરેકને અલ્પ પ્રયત્નથી સાધ્ય છે

"શ્રી નમસ્કાર" સિદ્ધશિલાની ધાતુનો બનેલો છે તે કશીક એવી ધાતુનો બનેલો છે "જે કાર્મિક અણુથી વધુ મજબૂત નક્કર ને પ્રતાપી છે "

"શ્રી નમસ્કારના તેજ વર્તુળની નજીક તો શું પણ તેજ વર્તુળથી લાખો યોજન દૂર બિચારો કાર્મિક અણુ પૂરો ગુન્હેગાર (Outlaw)ની જેમ નાસતો સંતાતો ફરે છે"

જ્યાં ચિત્ત શ્રી નમસ્કારની વજ્રમય ધાતુ—જે કાર્મિક અણુના હાર્દને ય ચીરી નાખે છે—સાથે વારવાર અથડાય છે ત્યારે ચિત્તમાં પણ એ મહામંત્રનું વજ્રમય તેજવર્તુળ—એ ધાતુનું પોલાદી તત્ત્વ ચિત્તમાં પણ ઉપજે છે એ પોલાદી તત્ત્વ પાસે કાર્મિક અણુની સમગ્ર તાકાત કોઈ પ્રલય તાંડવ કરતા શિવના ચરણ નીચે ચગદાતા મગફળીના ફોતરા જેવી થઈ જાય છે



## જ પ ની ધા ર ણા

શ્રી નવકારના અક્ષરો આધ્યાત્મિક-દિવ્યશક્તિને પંથે વિજળીની ઝડપે આગળ વધારનાર અદ્ભુત સર્વોત્કૃ[illegible] સાધન છે માટે ખૂબ જ એકાગ્રતાથી શ્રી નવકારનો જા[illegible] અખૂટ આત્મશક્તિની સફળ ફૂંચીરૂપ ધારીને કરવો

## મંત્રાધિરાજ

શ્રી નમસ્કાર મહામંત્રની એક એક માતૃકાનું 'ગણિત ને વિજ્ઞાન' સમજવા જન્મ પરંપરાની સાધના આવશ્યક છે

આ માતૃકાઓનું ગણિત એવી રીતે રચાયેલુ છે જેથી સાધકનું ચિત્ત, જાપમાથી ધ્યાનમા, ધ્યાનમાથી લયમા, લયમાથી સમાધિમા, અને સમાધિમાથી પ્રજ્ઞામા (Rocet Speed) દિવ્યગતિથી જાય

આ માતૃકાની રચનામા કોઈ એવું (Mystical force) ગૂઢતમ બળ છે જે દ્વારા ધ્યાનપ્રવાહનુ ઊર્ધ્વીકરણ સહજ માત્રમા થાય છે એ મંત્રાક્ષરોની ગોઠવણીમા એક કળાત્મક, ગણિતાત્મક, ને વિજ્ઞાનાત્મક એવી (Design) રચના છે જે અલ્પ પ્રયત્ને મંત્રસિદ્ધિ લાવી દે જાપદ્વારા-જેટલી તમારી અધિક પરિણામ વિશુદ્ધિ તેટલી અધિક મંત્રશુદ્ધિ કોઈ મંત્ર ન લાવી દે તેટલી પરિણામવિશુદ્ધિ અલ્પ પ્રયત્ને આ મંત્ર લાવી દે છે તેથી તે મંત્રાધિરાજ છે

જેઓએ ફાંસીના માચડે છેલ્લો પાણીનો ગ્લાસ પીતા સુધી ધર્મ, ઇશ્વર, કે તત્ત્વજ્ઞાનના હૃદય પર જીવનભર લાતો

ારેવી તેવા ખૂની ચોરો પણ કો'ક દિવ્યપળે નમસ્કાર મહા
નની થોડીક અપૂર્વ તેજસ્વી માતૃકાઓના શ્રવણ માત્રથી
ાપલોકનો પ્રવય કરી શકતા

શ્રવણ કરતા ઉચ્ચારણ, ઉચ્ચારણ કરતા રટણ, રટણ કરતાંય
સહજ ધ્વનિનું ) સહજ સ્ફુરણ, અને સહજ સ્ફુરણ કરતાંય
એકાકાર તાદાત્મ્યભર્યું વિલોપન, અને વિલોપન પછી એ એકા
તેક માતૃકામા ચિત્તનુ સર્વથા શૂન્યીકરણ આ બધાનો લ્હાવો
મળીયાતો છે આગળ ને આગળ જાઓ તે છે ધ્યાનમંત્રના
વિકાસનું રહસ્ય અને આ 'આગળ જાવ'ના રહસ્યને આચ
રવાનુ બળ સ્વાભાવિકપણે જ શ્રી નમસ્કારની માતૃકાઓની
શાશ્વત રચનામાથી મળી આવે છે

કાળપુરુષના કોળીયા જેવા આપણે ચૌદ રાજલોક સર્વદા
જેની માત્ર એક જ માતૃકામાથી સંરક્ષણ, સંવર્ધનને સંપૂર્ણતા
મેળવી શકે તેમ છે તેના એક એક માતૃકામા વાસિત અગમ્ય
રહસ્ય સિંધુ વિષે શું સમજી શકીએ ?

પરમ પવિત્ર પદાર્થરૂપ શ્રી નમસ્કારની માત્ર એક જ
માતૃકાના સૂક્ષ્મ સૂક્ષ્મતર સૂક્ષ્મતમ બળોનુ સમગ્ર માપ કાઢવું
અશક્ય છે જાણે કે સમગ્ર પ્રકૃતિની વિરાટ કાર્યવાહી આ
સર્વ સત્તાધીશ પ્રકૃતિની અખંડ સમગ્રતાનુ ઊંડાણ પણ શ્રી
નમસ્કાર મંત્રની એક માતૃકાના ઊંડાણ પાસે ઉંડાણ નહિ
પણ સપાટી જેવું છે માત્ર શ્રી નમસ્કારના સ્થૂળ શબ્દસ્વરૂપ
રૂપ એક નાની માતૃકાની જ આ વાત છે શ્રી નમસ્કારના નવ
૧૬, કે આઠ પદનુ સમગ્ર બળ તો આપણે ક્યાથી માપી શકશું ?

સભવ છે કે એક પળે પ્રકૃતિને એવો વિચાર થયો હોય કે શામાટે મારું આટલુ અતુલ અમાપ શક્તિવૈભવ વેરવિખેર પડયો છે-આ સમગ્ર મારા વૈભવસમ્પત્તિને જે જુદા જુદા સ્થાપિત હિતોમા રોકાણરૂપે પ્રકૃતિની વિરાટ શક્તિ સમૃદ્ધિ વહેચાઈ ગઇ છે તેને એક જ બૅન્કમા જમા કરૂ અને પ્રકૃતિને તેની સમગ્ર વૈભવસમ્પત્તિ એક જ ઠેકાણે જમા કરવા શ્રી નમસ્કાર મહામત્રથી વધુ સદ્ધર બૅન્ક કઇ મળવાની હતી ?

તમારે પ્રકૃતિની કોઇ પણ શક્તિ-સમૃદ્ધિની જરૂર પડે તો શ્રી નમસ્કાર મહામત્રાધિરાજ તે જરૂરિયાત પૂરી કરશે કારણ સમગ્ર પ્રકૃતિએ તેનો સર્વ કાઇ શુભસમ્પત્તિવભવ શ્રી નમસ્કાર મહામત્રમા સ્થાપિત કર્યો છે તેમ કરીને પ્રકૃતિ સાર્થક થઇ છે નિશ્ચિત થઇ છે પ્રકૃતિની પૂર્ણ સમૃદ્ધિનુ એકત્રીકરણ પ્રકૃતિએ પોતાની સલામતી ને આબાદી માટે શ્રી નમસ્કાર મહામત્રની એક એક માતૃકામા કર્યું છે પ્રકૃતિનુ સમગ્ર બળ માપવું શકય નથી

ન વિજ્ઞાનધારા ન કળાધારા ન તત્ત્વજ્ઞાન નીતિ કે ધર્મ ધારા પણ શ્રી નમસ્કાર મહામત્રની એક જ માતૃકા એ પ્રકૃતિના સમગ્ર બળનુ સાચુ માપ કાઢે તેવું ત્રાજવું છે બીજા ત્રાજવાના પલ્લા પ્રકૃતિનુ વજન કરતા જ તુટી જાય છે સમગ્ર પ્રકૃતિનેય ખોળામા સુવાડે કે ખભા પર બેસાડી નચાવે તે શક્તિ શ્રી નમસ્કાર મહામત્રની, અરે ! તેની એક જ માત્ર એક જ માતૃકાની છે

આ શ્રદ્ધાથી ગણેલ શ્રી નમસ્કાર મહામત્ર ફળે છે

નહિ તો-અમ્બઆટલા શ્રી નમસ્કાર મહામત્ર

જે વાયુમંડળનો દિવ્યાગ્નિ પ્રજ્વળવો જોઈએ તે કેમ નથી પ્રજ્વળતો ?

શું આ મંત્રાધિરાજનો નિત્ય પાઠ કરનારના ચહેરા પર ક્યારેય હોઠો, આંખ કે કંઠમાં સંસારતાપની કાળાશ હોઈ શકે ખરી ?

જીવનસંગ્રામના સૌથી વધુ કટોકટીની પળે પણ તે કહેતા હોય કે આ દુઃખ જ મારું સુખ છે. કારણ કે સંસાર પ્રત્યેથી નિર્વાણપુરીમાં જવાનું આકર્ષણ તે દુઃખ જ છે. આ દુઃખ ન હોત તો સંસારના કાદવમાં ઘોરતા પાડા જેવો હું મારા શરીરના વજનને જ મારા સ્વર્ગનો દેવવૈભવ માનત. આ દુઃખથી જ નિર્વાણપુરીની જરૂરિયાત ઊભી થાય છે. મુક્તિનું આકર્ષણ થાય છે.

શ્રી નમસ્કાર જાપ દ્વારા આ સુખ-દુઃખની મૂળભૂત કલ્પના જે આપણી વર્તમાન પરિસ્થિતિનું એક માત્ર કારણ છે ત્યાં શુદ્ધિકરણનો પ્રવાહ શરૂ થાય છે, તે "સુખ-દુઃખની કલ્પનામાં જ મૂળભૂત પરિવર્તન શ્રી નમસ્કાર જાપ દ્વારા થાય છે. શ્રી નમસ્કારનો એ શ્રેષ્ઠ ચમત્કાર છે કે ત્યાં દુઃખ-સર્વોત્કૃષ્ટ દુઃખ દુઃખ લાગતું નથી. દુઃખ દુઃખરૂપ રહેતું નથી. દુઃખ જે પદાર્થનું બનેલું છે તે જ પદાર્થનું સુખ બન્યું છે. તે પદાર્થ છે કાર્મિકઅણુ."

કાર્મિકઅણુના જ બે અગ્ર ને પૃષ્ઠભાગ છે, સુખ અને દુઃખ. જ્યાં અગ્રભાગ જાય છે ત્યાં પૃષ્ઠભાગ હાજર જ હોય. આથી દુઃખમુક્તિ માટે સુખમુક્તિનો ઉપાય શોધાય છે. સંસારસુખમાંથી

મુક્ત થવાથી સંસાર દુઃખમાથી મુક્ત થવાય આ પરિસ્થિતિમા એવા સ્થાનની એક એવી ભીષણ જરૂરિયાત ઊભી થાય છે કે જ્યા સંસારના ક્ષણિક સુખ કે ક્ષણિક દુઃખ જ ન હોય આ રીતે ચેતનનુ સુખ સિદ્ધશિલા પ્રત્યે થાય છે

શ્રી નમસ્કાર મહામત્ર સુખ-દુઃખની મૂળભૂત કલ્પનાઓ અનાદિકાળથી આપણી અદર એક (Oumour)-રોગગ્રંથિ રૂપે હતી તે તોડી એક નવુ આનદપૂર્ણ સ્થાન બનાવે છે જેને આપણે સિદ્ધશિલા કહીએ છીએ આ રીતે શ્રી નમસ્કારની પુણ્ય કુક્ષીમાથી ચેતના સિદ્ધશિલાને જન્મ અનુભવે છે

શ્રી નમસ્કાર જાપમા જે ડૂબે છે ત્યા સર્વ સત્યો જોવા ને જાણવાની ભૂમિકા વટાવી તે અનુભવની ભૂમિકા પર આવે છે

સત્ય માત્ર જોવું ને જાણવું પુરતું નથી અનુભવવું જરૂરી છે-અનિવાર્ય છે જ્યા સુધી સત્ય અનુભવાતું નથી ત્યા સુધી સત્ય આપણું થતું નથી, માત્ર શાસ્ત્રમા રહે છે

શાસ્ત્રના શિખરેથી સત્યનો ગગાપ્રવાહ આપણી જટામા ઉતારવો પડશે અનુભવવો પડશે ચૌદ પૂર્વીનું પતન થઇ શકે છે અને નિગોદમા જઇ શકે છે-આ શાસ્ત્ર વચન દ્વારા ચોકીને થભી જવાની જરૂર છે

ચૌદ પૂર્વ માત્ર જુએ છે ને જાણે છે સત્ય અનુભવાતું નથી જેટલો અનુભવ તેટલુ જ્ઞાનનું ઉડાણ

સંસાર દુઃખરૂપ છે અને માત્ર મોક્ષમા પરમસુખ છે

આ સત્ય ન જાણે કેટલીવાર આપણે જોઇએ છીએ જાણીએ

છીએ, આ જ સત્ય ન જાણે કેટલીવાર લખીએ છીએ પુસ્તકોમા વાચીએ છીએ, ઉપદેશ ભાષણોમાં સાભળીએ છીએ પણ તે સત્ય આપણે અનુભવ્યુ નથી

શું સસાર દુખરૂપ આપણે અનુભવ્યો છે ખરો ?

મોક્ષ પરમસુખરૂપ છે તે આપણે અનુભવ્યુ છે ?

સસાર દુખરૂપ નથી લાગતો તેનો અર્થ એ નથી કે આપણે સસારમા દુખો જોયા જ નથી ક્ષણે ક્ષણે નિરત્ગ અગ્નિના ચાબખા ને સર્પ વીંછીના ઝેરી ડખો લાગ્યા જ કરે છે, છતા સસાર દુખરૂપ કેમ નથી લાગતો ?

એવુ થઈ ગયુ છે કે જાણે સત્ય બુદ્ધિમાથી હૃદયમા જે માર્ગે જાય છે તે આખો રસ્તો (Blockup) બધ થઈ ગયો છે, માત્ર જાપ દ્વારા જ તે ખુલે અને જાપ કરવો તો મત્રાધિરાજ શ્રી નમસ્કારનો જ કેમ ન કરવો ? શ્રી નમસ્કાર મહામત્ર એ અભયનું વચન આ દૃષ્ટિએ પણ હોઈ શકે કે-દુખ દુખરૂપ છે તે દૃઢ સસ્કાર શ્રી નવકાર બાળી નાખે છે અને દુખ પણ સુખરૂપ બની જાય છે

દુખનુ સુખમા રૂપાતર કરનાર વીજળીનુ કારખાનુ આ શ્રી મહામત્ર છે

દુખ દુખરૂપ નથી પણ સુખરૂપ છે એમ જે માને છે તેને ભય શેનો ? સાતે ભય તેને રહેતા નથી પ્રથમ પદના સાત અક્ષરોના રાસાયણિક દ્રવ્ય જ એવી ક્રાન્તિ તમારા શરીર, ઇંદ્રિય કે બુદ્ધિમા કરે છે કે જેથી સમગ્ર દુખ

કોઠે પડે ને આનદરૂપ અને તેવી હોજરી તમારી બનાવી દે છે કોઈ ભય તેને રહેતો જ નથી

માણસને ભયમાત્ર દુ ખનો છે દુ ખ જ્યા દુ ખપણુ જ તેનુ ગુમાવી દે છે તેવું શબ્દોનુ (word chemistry) મહા રસાયણિક દ્ર ય શ્રી નમસ્કારની માત્ર સ્થૂલ માતૃકાઓમા છે

એટલે દુનિયાભરના ચમત્કારો ભેગા કરો તોય સામાન્ય હકીકત લાગે તેવો એક શ્રી નમસ્કારનો મહા ચમત્કાર એ પણ છે કે ક્રૂર ને કડવામા કડવુ દુ ખ પણ તમને શેરડીના રસ જેવું મધુર લાગે

આ ચમત્કાર શ્રી નમસ્કાર મહામત્રથી થાય છે તે એક વૈજ્ઞાનિક હકીકત છે

જો કે એ આખી ચમત્કારિક પ્રક્રિયા આપણા ચેતનાના ઉડે જે ડ૫ થાય છે તે આપણે જાણતા નથી, છતા એટલુ લાગે છે કે દુ ખ-સુખના મિથ્યાભ્રમ તોડનાર પ્રક્રિયાની શરૂઆત શ્રી નમસ્કારમત્રના શબ્દોના ઉચ્ચારણ ધ્વનિ દ્વારા આપણા જાગૃત અધજાગૃત ને અજાગૃત મનમા થતા રાસાયણિક ફેરફારોથી થતી હોય છે

માત્ર શરૂઆતજ Higher chemistry of words માથી થતી હોય આ પ્રક્રિયા ખરેખર અગમ્ય છે અનુભવાત્મક પ્રક્રિયા દ્વારા જ પ્રતીતિ થાય તેવું સત્ય છે

પ્રત્યેક અનુભવાત્મક સત્યની વૈજ્ઞાનિક રૂપરેખા અપાતી નથી કારણ સત્ય જેમ જેમ અનુભવમા આવતું જાય છે તેમ તેમ તેનું સ્વરૂપ અવાચ્ય બનતું જાય છે અનુભવન હોય જ

એવું વિદ્યુત્સ્વરૂપ હોય છે કે ત્યા વિચાર, શબ્દો, ભાવોના પખી માળો બાધી શકતા નથી

સુખદુખ પ્રત્યેની આ નવીન દૃષ્ટિ શ્રી મત્રાધિરાજ લાવે છે ને તે દ્વારા એક એવી જગ્યાની જરૂરીયાત આપણે જોઇએ છીએ જ્યા આ સસારનુ સુખ પણ ન હોય ને દુખ પણ ન હોય

આ રીતે શ્રી મત્રાધિરાજ શ્રી નમસ્કાર સર્વ સત્યોનું પરમ સત્ય શીખવે છે તે એ કે દુખ દુખરૂપ નથી દુખ જ સુખ છે અને સુખ જ દુ:ખ છે

દુખનું મૂલ્ય નવકાર માતા શીખવે છે

શ્રી નવકારના માતૃકાપદનુ પરમ સૌંદર્ય ત્યારે જ અનુભવશુ, નવકાર આપણને માતારૂપ ત્યારે જ લાગશે જ્યારે એ પળ આવશે કે ત્યારે તમે એ નિર્ણય કરશો કે-હું આ સસારના બળતા ઘરમા એક ક્ષણ પણ રહીશ નહિ, અહીં બધું નાશરૂપ છે, દુખરૂપ છે

વિનાશ ને મૃત્યુના અચળ નિયમ (The law of death & desrtuction) ના પ્રકાશમા શ્રી નમસ્કાર મારી વ્હાલસોયી માતા છે તે ભાન થશે, દુખના સળગતા ભડકાઓમા જ શ્રી નમસ્કારનું પૂર્ણ માધુર્ય સમજાશે તો પછી દુખનુ એ મૂલ્ય સ્વીકારવુ પડશે દુખ દુખરૂપ જ હોત તો શ્રી નમસ્કાર માતાના ખોળામા તે લાવી દઇ જે સુખ ઉત્પન્ન કરે છે તે કેમ બને ? ? ?

નવકાર તો આત્મતત્ત્વમાં વ્યાપેલી એક મહાશક્તિ છે, જે રાગદ્વેષની ગ્રંથિનો નાશ કરે છે

યથાપ્રવૃત્તિકરણ, અપૂર્વકરણ અને અનિવૃત્તિકરણમાં જે કાંઈ આધ્યાત્મિક પ્રક્રિયાનો વેગ છે, કાચો મસાલો છે, ખાતર અને અણુબળતણ છે, તે આ નમસ્કાર મહામંત્ર જ છે

ગ્રંથિભેદ કહો, કુંડલિનીનું ઉત્થાન કહો, અપ્રમત્ત ગુણસ્થાનકમાં ઝળહળી ઉઠતી તેજસ્વી સ્વરૂપ જાગૃતિ કહો, ક્ષપકશ્રેણી, શુક્લ ધ્યાનના પ્રથમ બે પાયા, બ્રહ્મરંધ્રમાં થતો અનાહત નાદ, પાતંજલની અસંપ્રજ્ઞાત સમાધિ, આ બધી અવસ્થાઓનું પ્રકટીકરણ માત્ર પંચપરમેષ્ઠી સાથેના અભેદ વિના શક્ય નથી અને પંચપરમેષ્ઠી સાથેનો અભેદ શ્રી નમસ્કાર મંત્રની સાધના વિના શક્ય નથી

એટલું ખરું કે આગળ વધતાં પંચપરમેષ્ઠીનું મંગળ સ્વરૂપ માન શાસ્ત્રમાં જ ન રહેતાં આપણા જ આત્મામાં જડી આવે

આપણો આત્મા જ પંચપરમેષ્ઠીના પાંચે સ્વરૂપ છે

આપણો આત્મા ક્યારેક સાધુ બનશે, જ્ઞાન મેળવી ઉપાધ્યાય બનશે, ચારિત્રનું મઘમઘતું પારિજાતક ખીલવીને આચાર્ય બનશે, ક્યારેક આપણો જ આત્મા સમવસરણમાં બેસીને માલકૌંશ રાગમાં મધુરી દેશના આપશે તે સમયે તેની પાછળ ભામંડળ હશે, તેની ઉપર અશોકવૃક્ષ હશે અને તેની આજુબાજુ દેવો ચામર વીંઝતા હશે અને આપણો આત્મા જ ક્યારેક સિદ્ધ બનશે, સિદ્ધશિલા પર બિરાજશે અને ત્રણે લોક અને ત્રણે કાળને સ્વહસ્તરેખાની જેમ સ્પષ્ટ જોશે

મારા પોતામાં જ પંચપરમેષ્ઠિપણું છે અને તેને ઓળખ ાને માટે જ આ ત્રણે કાળના ત્રણે લોકમાં રહેલા બહારના ંચપરમેષ્ઠી ભગવંતોની હું મદદ લઉં છું

## નમસ્કારની મંત્રશક્તિ

શ્રી નમસ્કાર મંત્રના એક-એક અક્ષરનું સ્વતંત્ર વ્યક્તિત્વ છે એ એક-એક અક્ષરમાં ચૌદરાજલોકને સમાવવા જેટલી વિરાટતા છે એ એક-એક અક્ષરમાં સ્વતંત્ર દુનિયા છે

"શ્રી નમસ્કારની મંત્રશક્તિ એ સાક્ષાત્ શુદ્ધ આત્મ દ્રવ્યની શક્તિ છે માત્ર એક જ આત્મદ્રવ્યની શક્તિ નહિ પણ ત્રણે કાળના તીર્થંકર દેવો, સિદ્ધ ભગવાનો, આચાર્ય પ્રવરો, ઉપાધ્યાયો અને સાધુ મહાત્માઓની સમગ્ર ભેગી થયેલી આત્મ શક્તિ તે જ શ્રી નવકારની મંત્રશક્તિ છે"

નિસર્ગના મહાશાસનના સમગ્ર શુભતત્ત્વોનું પુણ્યબળ સતત શ્રી નમસ્કારની આ મંત્રશક્તિને ઉત્તરોત્તર વધારતું જ રહે છે આ મંત્રશક્તિ આ રીતે ઉત્તરોત્તર વધતી જ રહે છે કારણ કે સમગ્ર શુભતત્ત્વોનું પુણ્યબળ તેમાં સતત રેડાયા કરે છે

## બે ઘડીમાં સિદ્ધિ

આ વિશ્વમાં એવો કયો પદાર્થ છે, જે શ્રી નવકાર મંત્ર આપણને ન આપી શકે?

કોઈને નિદ્રા ન આવતી હોય અને ઉજાગરાથી તેની પ્રાણ શક્તિ થાકી ગઈ હોય તો શ્રી નવકાર મંત્રનો જાપ તેને વગર નિદ્રાએ પણ તાજગી અને પ્રફુલ્લિતતા આપી શકશે

કોઇને સુંદર વાનગીઓનું ભોજન ન મળતું હોય અને તેનું મન ભૂખથી તૂટી પડતું હોય તો શ્રી નમસ્કારનો જાપ તેને વગર ભોજને પણ શ્રેષ્ઠસ્વાદ તૃપ્તિનો આનંદ આપશે

કોઇને મધુર સંગીત અને સુંદર શિલ્પકૃતિઓથી થતા રસસવેદનો અનુભવવા હોય અને સાધન-સામગ્રી ન હોય તો શ્રી નમસ્કારનો જાપ તેને ચક્ષુ કે કાનની મદદ કે સંગીત અને શિલ્પની મદદ વિના પણ એવા અપૂર્વ રસસંવેદનો જગાડશે

કોઇને પ્રમાણિક મિત્ર ન મળતો હોય અને જીવનમાં સુનકાર અને ગમગીની ભાસતી હોય તો શ્રી નવકારના જાપ દ્વારા જીવન એવું ભર્યું-ભર્યું અને આનંદમય થઇ જશે કે જાણે સેંકડો અને હજારો મિત્રો વચ્ચે તમે તમારું હૃદય ખોલીને મુક્ત આનંદ મેળવ્યો છે

તમારા કુટુંબમાં અણબનાવ હોય અને કજિયાકંકાસથી જીવન કટુ અને હતપ્રાણ થઇ ગયું હોય ત્યારે શ્રી નમસ્કારનો જાપ પંચપરમેષ્ઠિની એવી તો સ્નેહભરી હૂંફ અને ઉષ્મા ફેલાવે છે કે જાણે સેંકડો અને હજારો કુટુંબો તમને તમારા મળી ગયા હોય

આપણને હાડકાનો ક્ષય હોય કે ફેફસામાં કેન્સર થયું હોય પણ શ્રી નવકારનો જાપ નિરોગીપણું અને જીવનશક્તિનો અગાધ વિસ્તાર કરાવી દે છે

જીવનની જે કાંઇ ઉણપો હોય છે શ્રી નવકારના ગદ્ગદિત કંઠે થતા ઉચ્ચારણથી અવશ્ય પૂરી થાય છે

"માત્ર જાપ કરતી વખતે તમારા (સાડા ત્રણ કરોડ)

વાડા પુલકિત થવા જોઇએ, કઠ ગદ્ગદિત થવો જોઇએ ગતીમા હ્રુપુ ડૂસકુ આવવુ જોઇએ, ગળુ અવ્યક્ત આસુથી ભરાઇ જવુ જોઇએ અને આખની પાપણો વ્યક્ત આસુથી ઉ દી થવી જોઇએ"

જો આમ થાય તો આ વર્તમાનકાળમા પણ માત્ર ઘડી બે ઘડીમા આ પ્રયોગો સિદ્ધ થઇ શકે છે

## કાર્યકારણનો નિયમ

આમા કોઇ ભૌતિક ચમત્કારોની વાતો નથી શ્રી નમસ્કાર મ ત્ર ઇચ્છાને તૃપ્ત કરતો નથી પણ ઇચ્છાનો અભાવ લાવી દે છે અને એ રીતે ઇચ્છાતૃપ્તિ કરતાય જે મોટુ સુખ છે, તે ઇચ્છા નિવારણનુ સુખ આપણને અનુભવવામા મદદ કરે છે

ઇચ્છાઓ શાત થાય છે ત્યારે એક અદ્વિતીય શાતરસનો સ્વાદ અનુભવવા મળે છે અને એ રીતે અતીન્દ્રિય તૃપ્તિ થાય છે ભૌતિક ચમત્કારો તો એનાથી થાય જ છે પણ તેમા શ્રી નમસ્કારનુ ખરુ માહાત્મ્ય નથી

નિગોદમાથી સિદ્ધ બનાવનાર એક રસાયણ વિદ્યા તેમા છે એથી જ તેની મ ત્રશક્તિ અજોડ છે

મ ત્રાધિરાજ આપણી પ્રત્યેક ઇચ્છા તૃપ્તિ ન કરતા ઇચ્છાની નિવૃત્તિ કરે છે અને એ ઇચ્છાની નિવૃત્તિ દ્વારા ઇચ્છાતૃપ્તિનુ સુખ આપે છે સ સારમા જે કાઇ સુખ છે, મ ગળ છે અને શુભ છે, તે સર્વ કાઇ સ યુક્ત પ્રવાહરૂપે શ્રી નમસ્કારના જાપ માથી સાધકને આવી મળતુ હોય છે

ઉપા૦ શ્રી યશોવિજયજીએ લખ્યું છે કે તૃષ્ણાનો કાળો નાગ અને દીનતાનો વીંછી આપણને સતત ડંખે છે સંસારનો આ ઝેરી ડંખો કરનાર તૃષ્ણાના કાળા નાગ અને દીનતાના વિંછીને પરાભૂત કરે તેવી અમૃતમય તેજધારા આ મંત્રાધિરાજના એક એક અક્ષરમાંથી નાયગરાના ધોધની જેમ વહેતી હોય છે જો છ મહિનાના જાપ પછી આ અમૃતમય તેજધારાનો પરિચય ન થાય તો માનવું કે સાધકે માત્ર જાપમાં ઝોકાં જ ખાધા છે, માત્ર આળસ અને Cઘ જ સેવી છે, તેનો વ્યક્તિગત છંદ (Individual Rhythm) હજુ પરિપકવ થયો નથી

શ્રી નવકાર ગણે અને ભાવઆરોગ્યની લાલી ના પ્રગટે એ વસ્તુ મનાય તેમ નથી, જેમ કે કુબેરપતિના બાળકને કેડમાં સોનાનો કંદોરો ન હોય તે મનાય નહિ તેમ અથવા તો જેમ દીવાસળી બાકસ ઉપર ઘસીએ અને અગ્નિ પ્રગટ ન થાય કે પથરો બારી ઉપર નાખીએ અને કાચ ન ફુટે એ બધું મનાય તેમ નથી કાર્ય-કારણનો નિયમ સર્વત્ર વર્તે છે તે રીતે શ્રી નવકાર અને ભાવસંપત્તિની ખુમારી કે ભાવ આરોગ્યની લાલી સાથે કાર્યકરણનો સંબંધ છે

## ભુવનમોહિની ખુશ્બો

શ્રી નમસ્કારમાંથી એક ભુવનમનમોહિની ખુશ્બો ફેલાય છે જે સાધકના જીવનમાં પ્રસરે છે તેનું પ્રત્યક્ષ ઉદાહરણ આપણી ચારે બાજુ છે આ દુનિયામાં જે કાંઈ સત્ય, શિવ અને સુંદર છે જે કાંઈ પ્રશંસા કરવા યોગ્ય છે, આદરવા યોગ્ય છે પૂજવા યોગ્ય જે કાંઈ પણ સુખના, શક્તિના અને સમૃદ્ધિના

અંશો વેરાયેલા છે, ટૂંકમાં જે કાંઈ પણ શુભતત્ત્વ થોડું ઘણું જોવા મળે છે, તે સર્વ શ્રી નમસ્કાર મહામંત્રના એક એક અક્ષરમાંથી પ્રગટેલ વિદ્યુત્ આંદોલનની અસરરૂપ છે એમ જ માનવું રહ્યું કે કોઈને કોઈકે કયારેક કયારેક આ મહામંત્રનું આલંબન લીધું છે અને તેના ફળ સ્વરૂપે જ દુ:ખમય સંસારમાં પણ શુભ, મંગળ અને સુંદર જે કાંઈ દેખાય છે, તે હયાત છે

અનાદિકાળના આ સમગ્ર વિશ્વમાંથી શ્રી નમસ્કાર મહામંત્ર અને તેની થયેલી આરાધના જો બાદ કરીએ તો માત્ર નરક અને નિગોદના દુ:ખો જ રહે બીજા શબ્દોમાં કહીએ તો નરક અને નિગોદ સિવાય જે કાંઈ અલ્પ-મહદ્ અંશે જીવની વિકાસયાત્રા દેખાય છે, તે બધી શ્રી નમસ્કારની મંત્રશક્તિનો પ્રગટ-અપ્રગટ પ્રભાવ છે એમાં શંકાને કોઈ સ્થાન નથી

પંચપરમેષ્ઠીનો સાક્ષાત્ પ્રભાવ જો આપણે ન લઈએ તો પણ એ નમસ્કાર મંત્રનું શાબ્દિક બંધારણ, મંત્રાક્ષરોની આકૃતિઓ, તેમાં રહેલા અશ્રાવ્ય ધ્વનિનું ગણિત, તેની રાસાયણિક પ્રક્રિયા, તેમાં રહેલ દિવ્ય રંગો અને આ બધી શ્રી નમસ્કાર મંત્રની સ્થૂળ બાજુ પણ એટલી તો પ્રચંડ શક્તિ ધરાવે છે કે સાધક આધિ, વ્યાધિ અને ઉપાધિ રહિત બની સમાધિ તરફ વળે છે, મહામંગલ મુક્તિ તરફ જવાના પુણ્ય અવસરો પણ તેને મળતા જ રહે છે

## પાપ-પુણ્યનું ગણિત

જીવનમાં પાપ અને પુણ્યનું ગણિત મુખ્યપણે કાર્ય કરી

રહ્યું છે જીવનમા જે દુખ અને વેદના દેખાય છે, પ્રતિપળ ભય અને ચિંતા અનુભવાય છે, અને મનુષ્ય જે પ્રમાણે નિરાધારપણું અને ત્રાસ અનુભવે છે, તેનો સ્થૂળ અને સૂક્ષ્મ આધાર, તેના હૃદયમા બાઝેલ પાપના થરો છે

જીવ દ્રવ્યનુ પાપ જ જાણે કે વ્યકત સ્વરૂપે ચિંતા-ભયાદિ બનીને જીવનમા રજુ થાય છે જો તેના જીવનમા પુણ્યનું પ્રમાણ વિશેષ હોય છે, તો સવ તેના થઇને રહે છે અને તે સર્વનો થઇને રહે છે અને તે બોલે તે ઝીલવા પ્રકૃતિ પણ તેનો કાર્યક્રમ બદલે છે

આ રીતે પાપ અને પુણ્યના અદૃશ્ય પ્રભાવથી જીવનની વ્યવસ્થા ચાલી રહી છે કમનશીબી તો એ છે કે દુખ આવે છે ત્યારે મનુષ્યને પાપ યાદ નથી આવતું પણ સમાજ વ્યવસ્થા, રાજકીય બધારણ વિશ્વના આર્થિક પ્રવાહો, કે કળિયુગની કઠિનાઈ યાદ આવે છે

જો મનુષ્યે સુખી થવું હોય તો પાપનો ક્ષય કરવો પડશે અને પુણ્યનો સચય કરવો પડશે પાપ અને પુણ્યને જ્યા સુધી ઓળગી જવાની તાકાત ન આવે ત્યા લગી પાપ અને પુણ્યના આ ગણિતને સ્વીકાર્યા વિના છૂટકો નથી

પુણ્યનો આપણે એટલો બધો સચય કરવો પડશે કે આ સચિત પુણ્ય જ આપોઆપ સ્વય અન્ય પુણ્યને ઉત્પન્ન કરતું રહે જેમ પૈસો પૈસાને ખેચે તેમ પુણ્ય પુણ્યને ખેચે

આ પરિસ્થિતિને શાસ્ત્રમા પુણ્યાનુબધી પુણ્ય કહ્યું છે

આધ્યાત્મિક યંત્ર

શું આવું કોઈ આધ્યાત્મિક યંત્ર છે (spiritual machinery) કે જે સમગ્ર પાપના સર્વથા ચૂરેચૂરા કરી દે અને પુણ્યનો વિરાટ ધોધ અખંડપણે વહેવડાવે?

સર્વ તીર્થંકર દેવોએ, સર્વ કેવલી ભગવંતોએ, સર્વ ચૌદ પૂર્વધરોએ અને સર્વ શ્રુતધર સાધુ-સંતોએ એકમતે એક અવાજે ઘોષણા કરીને કહ્યું કે 'હા, એવું આધ્યાત્મિક યંત્ર છે, જે માત્ર તમારા જ સઘળા પાપોનો નહિ પણ ત્રણે કાળના ત્રણે લોકના સર્વ પાપોનો સમૂળ નાશ કરે અને તે આમાં સર્જનાર પાપવૃત્તિને જડમૂળથી ઉખેડી નાખે."

તેઓએ જોરશોરથી સર્વાનુમતે સમર્થન કર્યું કે એક એવું આધ્યાત્મિક યંત્ર હયાત છે, જે એવો પુણ્યપ્રવાહ વહેવડાવે છે, જે મુક્તિના પરમ મંગલ સુધી પહોંચાડે છે, જે અનુત્ર પુણ્ય પરંપરા સર્જે છે, જેનો બીજો છેડો મુક્તિની અગાશીએ વિરમાયો હોય છે આવું આધ્યાત્મિક યંત્ર તે શ્રી નમસ્કાર મહામંત્ર છે

શ્રી નમસ્કારના અડસઠ અક્ષરો જેના મનમાં ઉંડો અને પ્રામાણિક આદર પામ્યા છે, તેને માટે પાપપુણ્યનો પ્રશ્ન ઉકેલાઈ જાય છે તે સાધકના મનની અભ્યંતર રચનામાં એક એવી ક્રિયા શરૂ થાય છે, જે પાપનું સંપૂર્ણ વિસર્જન અને પુણ્યનું સર્વોત્તમ સર્જન કરે છે

## શ્રી નમસ્કાર મહામંત્ર ઉપર ચિંતન-મનન

### ણમોરૂપી ધનુષ્ય

ણમોરૂપી ધનુષ્ય ઉપર ચઢેલુ મનરૂપી બાણુ 'અરિહંત' રૂપી બ્રહ્મને લક્ષ્ય કરીને અપ્રમત્તપણે વીંધવામા આવે તે તાણ ' રૂપી તન્મયતાને પામે છે

> प्रणवो धनु शरो ह्यात्मा ब्रह्म तल्लक्ष्यमुच्यते ।
> अप्रमत्तेन वेद्धव्य, शरवत् तन्मयो भवेत् ॥ १ ॥

ણમો પ્રણુવ સ્વરૂપ પણ છે પ્રણુવ એટલે પ્રકૃષ્ટ સ્તુતિ ણમો પ્રકૃષ્ટ સ્તુતિરૂપ હોવાથી પ્રણુવ જ છે પરમાત્માની સ્તુતિ રૂપ બનાવવા માટે ણમોના છેલ્લા અક્ષરને ઉલટાવાથી 'ओं' પરમાત્માવાચક બની જાય છે તેથી ओं ણમો એ ધનુષ્ય બ ર્યું એ જ રીતે 'મણસ્'ને ઉલટાવવાથી 'ણમસ્' બને છે 'મણસ' એ ઇન્દ્રિયાભિમુખ મન છે તેને 'ણમસ' વડે પરમાત્માભિમુખ બનાવાય છે એટલે નમસ્કારાકાર મનોવૃત્તિ કરવાનુ સાધન 'મણસ્' પદની સાથે 'ણમસ' પદને જોડવું તે છે ણમો એ મનને ઉલટાવવાની ક્રિયા છે જે મનવડે જીવ ઇંદ્રિયાભિમુખ થઈને કર્મ બાધતો હતો, તે જ મનવડે આત્માભિમુખ બની જીવ કર્મ નિર્જરે છે એ પ્રભાવ ણમો પદનો છે તેથી ણમો પ૦ એકલુ પણ મહામંત્ર સ્વરૂપ છે.

### મંત્ર શબ્દની વ્યુત્પત્તિ

મંત્ર શબ્દની ત્રણે વ્યુત્પત્તિ णमो પદને લાગુ પડે છે णमो મનન વડે ત્રાણ કરવાની શક્તિ ધરાવે છે અથવા પરમાત્મા સાથે જીવાત્માને તન્મય થવાની ગુહ્ય મંત્રણા કરાવે છે અથવા સર્વ પ્રકારના શ્રેષ્ઠ પુરુષાર્થોને આમંત્રણ આપે છે णमो એ મોક્ષ સુખનું આમંત્રણ છે ઇન્દ્રિયો અને તેના વિષયો સાથે અથવા દેહ અને તેના ધર્મો સાથે જોડાયેલું, એકમેક થયેલું મન આત્મા અને તેના ધર્મો સાથે અથવા પરમેષ્ઠિઓ અને તેમના ગુણો સાથે णमो પદવડે જોડાઇ શકે છે, તેથી णमो એ મહાયોગ સ્વરૂપ છે

णमो પદનો પુનઃ પુનઃ જાપ જીવને ભોગી મટાડીને યોગી બનાવે છે, સંસારી મટાડીને સિદ્ધ બનાવે છે, જીવ મટાડીને શિવ બનાવે છે બે અક્ષરનું 'मण' બે અક્ષરના 'णम' વડે વશ થાય છે

### સૂર્ય અને ચંદ્રવાચી णमो પદ

'ण' સૂર્યવાચી છે 'मो' ચંદ્રવાચી છે, 'ण' રૂપી સૂર્ય અર્થાત્ આત્મામાં 'मो' રૂપી ચંદ્રમા અર્થાત્ મન વિલીન થાય છે એટલે 'अह=अरह' રૂપ બની જાય છે અને 'अरह' નાણરૂપ બની જાય છે

'ओं' પરમાત્મ-વાચક છે 'ण' સૂર્ય-આત્મવાચક છે, 'मो' ચંદ્ર-મનવાચક છે

સૂર્યરૂપી આત્મામાં ચંદ્રરૂપી મન મળી જાય તો તે આત્મા

પોતે જ પરમાત્મરૂપ બની જાય છે મળી જવાની ક્રિયા 'તાણ' રૂપ છે અને મળી જવાથી આત્મા પરમાત્મસ્વરૂપ બની જાય છે મનને આત્મામા વિલીન કરવાની ક્રિયાનુ નામ ણમો છે

ણમો એ મનનુ ત્રાણ છે શરણ છે–આશ્રયસ્થાન છે મન રૂપી હ સને વિશ્રાન્તિ લેવા માટે કમલની શ્રેણી છે

મનરૂપી બાણ, ણમોરૂપી ધનુષ્ય વડે, અરહરૂપી લક્ષ્યને વીંધીને તાણ' રૂપ બને છે 'ત્રાણ' એટલે મનનું આત્મામા વિલીન થઇ જવુ, સ કલ્પ-વિકલ્પ રહિત થવું, નિર્વિકલ્પ ચિન્માત્ર સમાધિરૂપ બની જવું તે સમાધિ માટે 'અરહ'ના આલ બન-લક્ષ્યની અને ણમોરૂપી ધનુષ્યની જરૂર પડે છે ણમો રૂપી ધનુષ્ય ઉપર મનરૂપી બાણને ચઢાવવાથી 'અરહ' રૂપી લક્ષ્યને વીંધીને 'ત્રાણ' રૂપી નિર્વિકલ્પ અવસ્થા સાધી શકાય છે

મનની અવળી ક્રિયા છોડાવીને તેને સવળી ક્રિયામા જોડવા માટે ણમો પદની આવશ્યકતા છે ણમો પોતે જ 'અરહ' અને 'ત્રાણ' વાચક બની જાય છે કેમ કે તેમા ઓં એ 'અરહ' વાચક છે અને નમો 'તાણ' વાચક છે ત્રાણ એટલે મન: આત્મામા વિલીન થઇ જવું, આત્માકાર બની જવું મોરૂપ મન, ણ રૂપી આત્મામા વિલીન થવાથી ઓંરૂપી પરમાત્મ પ્રગટ થાય છે

તેથી મ ત્રનુ ઉચ્ચારણ આ પ્રમાણે થયું

"णमो-ओं-अरह-ताण"

'ણમો' નો 'મો' રૂપી ચ દ્ર 'ણ રૂપી સૂર્ય'મા મળી ગયો એટલે અરહ પ્રગટ થયા તે પ્રગટ થવાથી હ મેશ માટે ભવક્ષય

ગયો અને આત્મભાવરૂપી શરણુ પ્રાપ્ત થયું એટલે સાત અક્ષરમાથી માત્ર ॐ અક્ષર બચ્યો બીજા બધા અક્ષરો પોતાની ભાવના સાથે પ્રણુવાક્ષરમા મળી ગયા પ્રણુવાક્ષર મૂળ મંત્ર કાયમ રહ્યો

## મંગલની વ્યુત્પત્તિ

"पढम हवइ मगल" मा गालयति भवात्, स्वार्थात् अहत्व-मम त्व-भावात् इति मगल।' જે મને ભવથી, સ્વાર્થથી અહંતા મમતાથી દૂર કરી આપે તે પ્રથમ મંગળ છે, પ્રધાન મંગળ છે શ્રેષ્ઠ મંગળ છે નિત્ય વૃદ્ધિ પામતું મંગળ છે, શાશ્વત મંગળ છે अहत्व ને अहत्वથી અને ममत्व ને समत्वથી ગાળી આપે છે, ટાળી આપે છે, દૂર કરી આપે છે, તેથી મંગળ છે

अर्हत्व પરમાત્મતુલ્યતાનો અને समत्व સર્વાત્મતુલ્યતાનો બોધ કરાવી આપે છે એ બોધની દૃઢતા પરમેષ્ઠિ નમસ્કાર કરી આપે છે કેમ કે તેમા अहत्वને નમસ્કાર છે અને अर्हत्व એ સમત્વથી ભરપુર છે તેથી समत्व સહિત अर्हत्वનું ધ્યાન જેમા છે, તે પરમેષ્ઠિ નમસ્કાર ममत्व અને अहत्वने દૂર કરી આપે છે એમા કોઇ શંકા નથી

समत्व સર્વ જીવો સાથે એકતા સાધી આપે છે અને अर्हत्व પરમાત્મા સાથે પોતાના આત્માની એકતા સાધી આપે છે

મંત્રનો તાત્વિક અર્થ મનનવડે રક્ષણ છે એટલે મંત્રદ્વારા દેવતા ગુરુ અને આત્માનું ઐક્ય સ્થાપન કરવુ તે છે મંત્ર મનને અને ... સાથે ઐક્ય કરી આપે છે અને

આત્મા તેના મનનદ્વારા ગુરુ અને દેવતા સાથે ઐક્ય કરી લે છે મંત્રના અક્ષરો મન અને પવન સાથે સંબંધ રાખે છે મંત્રનો અર્થ દેવતા અને ગુરુ સાથે સંબંધ રાખે છે

એ રીતે દેવતા, ગુરુ અને મંત્રની એકતા સાધવાદ્વારા મંત્રચૈતન્ય પ્રગટે છે અને મંત્રચૈતન્ય પ્રગટ થવા દ્વારા યથેષ્ટ ફળની સિદ્ધિ થાય છે દેવતા અને ગુરુનો સંબંધ સકલ જીવ સૃષ્ટિ સાથે છે, તેથી મંત્રચૈતન્ય વિશ્વવ્યાપી બની જાય છે

"સમત્વનો લાભ એ તથાભવ્યત્વનો વિકાસ છે, મમત્વનો નાશ એ સહજમળનો હ્રાસ છે સમત્વનો વિકાસ અર્હત્વની સાથે સંબંધ કરાવી આપે છે અને મમત્વનો નાશ અહંત્વને ઓગાળી આપે છે અહંત્વ અને મમત્વ એ વિજાતીય કર્મ દ્રવ્યના સંબંધથી મન કલ્પિત હતા તે કલ્પના સમત્વ અને અર્હત્વની સાધનાદ્વારા ગળી જાય છે

વિકલ્પકલ્પિત અહંત્વ અને મમત્વની કલ્પના ઓસરવા માંડે છે, તેમ તેમ વિજાતીય દ્રવ્યના સંબંધમાં આવવાની જીવની યોગ્યતા પણ ઘટતી જાય છે વિજાતીય દ્રવ્યના સંબંધને અને અહંત્વ-મમત્વની કલ્પનાને કાર્યકારણ ભાવનો સંબંધ છે એકના ઘટવાથી બીજાનું ઘટવું અવશ્યમેવ થાય છે

જ્ઞાન અને ક્રિયા ઉભય મળીને મોક્ષનો માર્ગ બને છે, એવું શાસ્ત્રકાર ભગવંતોનું ફરમાન છે, વ્યવહાર કાળમાં ક્રિયા અને ધ્યાન કાળમાં જ્ઞાન મુખ્ય બનીને કર્મ-દ્રવ્ય અને અહંત્વ મમત્વને ઘટાડનાર થાય છે

ણમો પદનું માહાત્મ્ય

'णमो'—दुष्कृत-गर्हा।

'अरिह'—सुकृतानुमोदना।

'ताण' शरणोपगमन।

'ણમો વડે યોગ્યતા અને યોગ્યતાવડે રક્ષણ એ અર્થ પણ થાય છે 'અરિ'ને હણનારા, યોગ્યતાને આપનારા અને તે વડે રક્ષણને કરનારા, એવો અર્થ પણ થાય છે

"आण' 'ताण' पमाण"

અરિહંતોની આજ્ઞા એ જ રક્ષણ કરનાર છે, એ વાત મને પ્રમાણ છે, સંપૂર્ણ માન્ય છે પ્રભુની આજ્ઞા સર્વજીવોને આત્મ તુલ્ય ગણવાની છે અને આત્મતુલ્ય વર્તન કરવાની છે તે આજ્ઞા મને પ્રમાણ છે એમ ણમો પદથી સ્વીકારાય છે

ણમોનું ઓં + ણ એવું ઉલટું રૂપ થાય છે ઓં સ્વીકાર અર્થમાં છે એટલે પ્રભુને કહે કે, તારો હું સ્વીકાર કરૂં છું અને ણ નિષેધ અર્થમાં છે એટલે સંસારનો, સ્વાર્થનો, મોહનો હું નિરોધ કરૂં છું, એવો અર્થ પણ થાય છે

'ણમો' એ મનરૂપી માથાનો મુગુટ છે
'ણમો' એ મનરૂપી કંઠનો હાર છે
'ણમો' એ મનરૂપી અંગુલીની મુદ્રિકા છે
'ણમો' એ મનરૂપી ધનુષ્યનું બાણ છે
'ણમો' એ મનરૂપી અરણિનું ઉત્તરકાષ્ઠ છે
'ણમો' એ મનરૂપી સોયનો દોરો છે

તેથી તેનુ શ્રવણ-મનન અને નિદિધ્યાસન અનુક્રમે સવિકલ્પ અને નિર્વિકલ્પ સમાધિ સુધી પહોચાડે છે સમાધિ સુધી પહોચવુ એ જીવને અત્યત હિતકર છે વળી ણમો એ—

મનરૂપી સમ્યગ્દૃષ્ટિનો દેવ છે
મનરૂપી સમ્યગ્જ્ઞાનીનો ગુરુ છે
મનરૂપી સમ્યક્ચારિત્રીનો ધર્મ છે

* * *

નમસ્કારભાવ સિવાય માનસિક ભેદ-ભાવ ન ટળે અને ન ટળે ત્યા સુધી અહકાર-મમકાર ન ઓગળે અહકારનુ અ મમકારનુ ઓગળવુ એટલે ભેદ-ભાવનુ ટળવુ

અભેદભાવ સિવાય જીવ જીવને જીવરૂપે કદીયે ન ઓળખે, ન આવકારી શકે, ન ચાહી શકે તે અભેદભાવને સાધવા માટે ણમો એ અદ્વિતીય સાધન છે



## મહામંત્ર અને તેની સાધના

(૧) મહામંત્રના પ્રથમ બે પદ દેવપદ છે પછીના ત્રણ પદ ગુરુપદ છે 'ણમો' પદનુ રહસ્ય 'માર્ગાનુસારિતા' છે, કેમ કે નમસ્કારની ક્રિયા મોક્ષ અપાવે છે, તેમા આલંબન દેવગુરુ છે કર્મબંધન કાયા-વચન અને મન ત્રણ વડે થાય મન-વચન-કાયા વડે નમસ્કાર કરવાથી તે ત્રણે પ્રકારના કર્મોનો નાશ થાય છે

( ૨ ) નવકાર જાપમા એકાગ્રતા જરૂરી છે જે વસ્તુની એકાગ્રતા લાવવી હોય તેના ગુણમા રસ થવો જોઇએ બીજા વિચારો ન આવે તેનો નિષેધાત્મક (Negative) પ્રયત્ન કરવાને બદલે જેનો જાપ કરીએ તેનો (Positive) વિચાર કરવો જોઇએ એકાગ્રતા લાવવા માટે માળા અને સ્થાન નિયત જોઇએ સ્થાન-સ્થાપનામા પણ રહસ્ય છે એકજ સ્થળે આસન કરવાથી અને એક જ નવકારવાળી વડે જાપ કરવાથી પવિત્ર પરમાણુઓનો સંગ્રહ થાય છે

( ૩ ) સંજ્ઞી પંચેદ્રિય માનવ શરીરમા અદ્ભુત શક્તિઓ છે, જે દેવતા-નારકી વગેરેના શરીરમા અલભ્ય છે માનવ-

શરીરની પીઠમા કરોડરજ્જુ છે તેને મેરુદંડ કહેવાય છે, તેમ પણ રહસ્ય છે બેસવામા શરીર ટટાર રાખવાથી મન સ્થિર થાય છે

(૪) મનને આત્મા સાથે જોડે, અતર્મુખ બનાવે યોગ મનુષ્ય શબ્દ 'મન્' ધાતુ પરથી થયો છે મનન કરના માટે મન છે મનન કરવાથી આત્માનુ રક્ષણ કરે મત્ર છે મત્રની સાધના એક પ્રકારનો યોગ છે મનને આત્મા સાથે જોડવુ પણ બહાર ભટકતું ન રાખવું તેથી અતિશય સુખ ઉપજે છે

પદાર્થમા સુખ નથી, સુખ આત્મામા છે આત્મા અનંત સુખ-શક્તિનો ખજાનો છે પુદ્ગલમા ગમે તેટલા રૂપ-રસ હોય તેથી આત્માને શું લાભ ?, પુદ્ગલમા સુખ નથી, પણ સુખ-દુ ખની માન કલ્પના છે આત્માની પોતાની ચીજ કેમ પ્રાપ્ત કરવી તે યોગ શીખવે છે યોગવિદ્યા, અધ્યાત્મવિદ્યા એ પોતાની વિદ્યા છે

બે કાન, બે આખ, બે નાકના છીદ્ર અને એક મો એમ સાત છીદ્રોને સાત અ ગળીઓથી બધ કરી 'णमो अरिहंताणं' ના સાત અક્ષરોનું સ્મરણ કરવામા આવે તો દેવલોકના ઘટારવ, દિવ્ય સગીત, દિવ્ય રૂપ, દિવ્ય ગધ અને દિવ્ય રસનો અનુભવ થાય છે (Do and see) અદર ઉંડા ઉતરો ને અનુભવ કરો

(૫) મનુષ્ય શરીરમા અનેક ચક્રો છે, તે ચક્રો ઉઘડી જાય છે તો અદ્ભુત શક્તિઓ પ્રાપ્ત થાય છે બારાખડી એ

પરમાત્મપદની ચાવી છે 'અર્હ' પદમા બારાખડીનો પહેલો ને છેલ્લો અક્ષર છે, અને તે ઉપર અનુસ્વારનું બીજ છે અક્ષરોમા અનુસ્વાર લગાવવાથી ગજબ તાકાત આવે છે

અનુસ્વાર એ શબ્દની તીવ્ર ધાર છે આત્માનું મૂળ ઊંચે છે કેમકે પંચપરમેષ્ઠીઓ ઊંચે છે ચાર ડાળીઓ નીચે છે છદ-શાસ્ત્રો એના પાદડા છે માત્ર તેને જોવાથી મોક્ષનો કે આત્મતત્ત્વનો અનુભવ નહિ થાય

(If you look at sky, you will see sun, moon etc) જો તમે ઉંચે આકાશમા જોશો તો સૂર્ય-ચંદ્ર વિગેરે દેખાશે (If you look at earth you will see dust, dust and dust) જો તમે નીચે પૃથ્વી પર જોશો તો ધૂળ-ધૂળ અને ધૂળ જોશો અહીં 'અહ' એ પૃથ્વી છે 'અર્હં' એ આકાશ છે આત્મતત્ત્વને અનુભવવા માટે 'અહ' ને જોવાનુ છોડી 'અર્હ' ને જોતા શીખો

(૬) જગતમા મનુષ્યજન્મ કરતા શ્રેષ્ઠ વસ્તુ બીજી નથી માનવનું શરીર એ પરમાત્માની પ્રતિમા છે શરીર-વચન-મન માથી અનંત શક્તિઓ વરાળ ને વીજળીની માફક ફોગટ વહ્યા કરે છે, તેને પાચ સમિતિ ને ત્રણ ગુપ્તિના પાલન વડે કાબુમા લઈ શકાય છે

(૭) આત્મક્ષેત્રમા વિચાર એ બીજ છે મનમા આવેલા વિચારો બીજનુ કામ કરે છે બીજ બે જાતના છે શુભ અને અશુભ શુભ વિચાર એ આબાના બીજ તુલ્ય છે અશુભ વિચાર એ બાવળના બીજ તુલ્ય છે સારા બીજોને વાવવાના હોય છે,

ખરાબ બીજોને બાળવાના હોય છે, મનને સારા વિચારોમા રોકવા માટે સહેલો ઉપાય પંચપરમેષ્ઠીનો જાપ છે હરતા-ફરતા, ઉઠતા-બેસતા, તેમા મન-વચન-કાયાના યોગોને જોડી શકાય છે

(૮) નવકાર વિઘ્ન હરે છે, પાપ ટાળે છે, અસંખ્ય જન્મોના કુસસ્કારોને બાળે છે ગુરુમુખે નવકાર મળે તો જ તે ફળીભૂત થાય છે ગુરુ પાસે વિધિપૂર્વક તેનો પાઠ લેવો જોઈએ ભાવમન એક અમૂલ્ય ભડાર છે, તેમા સસ્કારોનો સગ્રહ થાય છે સામગ્રી મળે ત્યારે તે પ્રગટે છે નવકારના જાપથી શુભ સસ્કારોનો સચય થાય છે

(૯) મનને સ્થિર રાખવા માટે સ્વાધ્યાય ઉત્તમ સાધન છે ક્રિયાયોગ અને વચનયોગ સરલ છે, મનનો યોગ દુષ્કર છે આત્માના અધ્યવસાયો અરૂપી છે, ચૈતન્ય સ્વરૂપ છે જડ કરતા ચૈતન્યની શક્તિ અનત છે ચૈતન્યની જેટલી શુદ્ધિ થાય તેટલો જીવને ઉપકાર થાય છે મલિનતા થાય તેટલો તેને અપકાર થાય છે સત્ક્રિયાથી મનની શુદ્ધિ થાય છે, તેથી અધ્યવસાયો શુદ્ધ બને છે તેથી સ્વ-પરનુ કલ્યાણ થાય છે પોતાના અધ્યવસાયોને મલિનતાથી દૂર કરે તે મગળ અને તે મગળ પાપનો નાશ કરે છે લેખન કે ઉચ્ચાર એ ભાવમગળનું સાધન છે અધ્યવસાયોની શુદ્ધિ તે ભાવમગળ છે

(૧૦) તર્ક કરતા શ્રદ્ધાનુ સામર્થ્ય વધુ છે પાચ ઇંદ્રિયો અને મનથી તર્ક થાય છે પણ પાચ ઇંદ્રિયોની અને મનની શક્તિ મર્યાદિત છે જગતમા અનત સૂક્ષ્મ ને અમૂર્ત પદાર્થો

છે, તેને જાણવા માટે યોગદૃષ્ટિ–અનુભવદૃષ્ટિ જોઈએ કેવળ તર્ક અપ્રતિષ્ઠિત છે શાસ્ત્રોનો અને દિવ્યદૃષ્ટિનો આધાર લઈને તર્ક કરે તો જ તત્ત્વનિર્ણયમા સફળતા મળે

જે વસ્તુની ઉપાસના કરીએ તેના ગુણો આપણામા આપોઆપ આવી જાય છે આ વિષય તર્કનો નથી પણ શાસ્ત્રનો, શ્રદ્ધાનો, અનુભવનો છે નામની અને આકૃતિની ઉપાસના કરવાથી ઉપાસ્યના ગુણો આપોઆપ ખેચાઇ આવે છે

(૧૧) મન બે પ્રકારના છે બાહ્ય અને આતર બાહ્ય મન દ્રવ્ય મન છે, તેથી પૌદ્ગલિક છે આતરમન ભાવમન છે, તેથી આત્મિક છે બાહ્ય મન ઉંઘતું હોય ત્યારે પણ આતરમન જાગ્રત રહે છે નામ અને આકૃતિની ઉપાસનાથી મનને ઉપાસ્યના મૂળ આત્મા સાથે સબધ થાય છે ને તેના ગુણોનું ખેચાણ થાય છે તથા પોતાના આત્માની અદર તે ગુણો ઉતરે છે

અરિહંતોનું તથા ભવ્યત્વ પરોપકારવૃત્તિથી ભરપૂર છે તેમની સ્વભાવજ ય પરોપકારપરાયણતા અગાધ–અપૂર અને અનત છે અરિહંતોની કૃપાથી આપણો ધર્મ વ્યવહાર ચાલે છે તે ઉપકારનો બદલો વાળવાનું એક સાધન શ્રીનવકારનું આરાધન છે

(૧૨) આખા શરીરમા વધારે અગત્યનો પ્રદેશ હૃદય છે હૃદયથી ચૌદરાજલોક સાથે સબધ સાધી શકાય છે હૃદયમા કમળ છે, તેને આઠ પાખડીઓ છે, તે ઉધી છે, તે કારણે બુદ્ધિ અધોગામી છે નવકારના પદોને હૃદયમા સ્થાપીને ઉપાસના કરવાથી તે ઉર્ધ્વમુખી થાય છે

(૧૩) જાપમાં રંગનું પણ મહત્ત્વ છે સફેદ રંગ આત્માને ઉજ્જ્વળ બનાવી મોક્ષ પદને અપાવે છે

અક્ષરમાં પણ અપૂર્વ અને અનંત સામર્થ્ય છે હૃદયરૂપી પાટીઆ (Black-Board) ઉપર 'णमो अरिहंताणं' એવા સફેદ અક્ષરો લખેલા છે, તેમ કલ્પના કરીને વાંચવા અક્ષરો સફેદ-હીરા જેવા ઝગમગતા કલ્પીને વાંચવાથી તે ધ્યાન થાય છે

ધ્યાન એટલે ચિત્તની તન્મયતા જાપની સાથે ધ્યાન જોડવાથી વિશેષ લાભ થાય છે મંત્રના અક્ષરો એ રીતે વિચારપૂર્વક વાંચવાથી પરમાત્મતત્ત્વ સાથે આત્માનું અનુસંધાન થાય છે

ધ્યાન વખતે જેટલી તન્મયતા, તીવ્રતા અને એકાગ્રતા વધારે તેટલો લાભ વધારે થાય છે (As a man thinketh so he becomes) માણસ જેવું ચિંતન કરે છે તેવો તે થાય છે એ વાત આજે વિજ્ઞાન પણ સ્વીકારતું થયું છે



## માનસ જાપ

જપના ત્રણ પ્રકાર—ભાષ્ય, ઉપાંશુ અને માનસ

ભાષ્ય જાપ એટલે શુદ્ધ ઉચ્ચારપૂર્વક કરાતો જાપ

ઉપાંશુ જાપ એટલે કર્ણેન્દ્રિય સુધી અવાજ ન પહોંચે તે રીતનો જાપ આ જાપ દરમિયાન ઓષ્ઠ તથા જિહ્વા દંતાદિનું અલ્પતર હલન-ચલન ચાલુ હોય છે

માનસ જાપ એટલે કે ઓષ્ઠ તથા જિહ્વાનું હલન ચલન બંધ કરીને કેવળ મન પ્રદેશમાં જ મંત્રોચ્ચાર-મંત્રજાપ-કરવો તે.

અહીં ખાસ સમજવાનું એ છે, કે ઓષ્ઠ તથા જિહ્વાનું હલન-ચલન બંધ થવા માત્રથી માનસ જાપ શરૂ થઈ જાય છે, એવું એકદમ માની લેવું નહિ કેમકે હોઠ તથા જીભનો વ્યાપાર બંધ કર્યો પછી પણ જેને ઉપાંશુ કહી શકાય તેવા પ્રકારનો જાપ ચાલુ રહી શકે છે

જાપના મનોગત ઉચ્ચારણનો પડઘો, જે મનમાં પડે છે, તે ક્યાંથી આવે છે, તેની ચકાસણી કરી જોવાનું સાધક માટે આવશ્યક છે વાચાનું ઉદ્ભવસ્થાન કંઠ છે અને કંઠ દ્વારા થતો જાપ જિહ્વા કે ઓષ્ઠના હલન-ચલન વિના થઈ શકે છે, એટલે પ્રત્યેક સાધકે માનસ જાપ કરતી વખતે આ વાતની ખાત્રી

કરી લેવી જોઈએ કે જેને પોતે માનસજાપ માને છે, તે કંઠ જાપ તો નથી ને?

કંઠ-જાપ જો થતો હશે તો મન પ્રદેશમાં સંભળાતા જાપનું ઉદ્ભવસ્થાન કંઠ છે, એની ખબર સાવધાન સાધકને તુરત જ પડી જશે ખાસ કરીને જેઓ લાંબા સમયથી માનસ-જાપ કરતા હોય, છતાં મનમાં એકાગ્રતા ન આવતી હોય અને દ્વિ-તૃતીય વિચારોની આવજા તથા દોડાદોડી મનમાં થયા કરતી હોય, તેમણે તો પોતાના આ માનસ-જાપના પ્રકારની ચકાસણી વહેલામાં વહેલી તકે કરવી જોઈએ

માનસજાપ માટે સર્વ પ્રથમ આવશ્યકતા ચર્મચક્ષુઓને બંધ કરી દેવાની છે ઉઘાડી આંખે માનસ જાપ થઈ શકતો નથી અથવા જો થઈ શકે તો તે દીર્ઘ પરિશ્રમ પછી લાંબા કાળે સાધ્ય થાય છે એટલે વિશુદ્ધ માનસ-જાપ કરવા ઇચ્છનારે સર્વ પ્રથમ તો નેત્રોને મીંચેલા રાખવા જોઈએ ઉઘાડી આંખે ભાષ્ય તથા ઉપાંશુથી ભિન્ન એવો જે માનસ જાપ થાય છે, તે પ્રાયઃ કંઠ-જાપ હોય છે અને તેને કેવળ સ્મરણ યા રટણની કક્ષામાં મૂકી શકાય આ સ્મરણ અને રટણ તો સાધનામાં પ્રગતિ કરી ચૂકેલા સાધક માટે સહજ બની જાય છે, પરંતુ તે વિધિપૂર્વકનો "માનસ-જાપ" નથી

માનસ-જાપના ઉચ્ચારણનું ઉદ્ભવસ્થાન સ્વયં ચિત્તમાં જ હોવું જોઈએ આ માટે દૃષ્ટિને ભાલપ્રદેશના મધ્યભાગમાં સ્થિર કરવી જોઈએ બંધ થયેલી આંખોમાં પાંપણની નીચે ઢંકાયેલા નેત્રોના બંને રત્નોને આ માટે થોડોક શ્રમ આપવો પડે છે

ભ્રુકુટિને જરા અદ્દર ચડાવીને નેત્રોના રત્નોને જરાક ઉર્ધ્વદિશામા સ્થિર કરવાથી કપાળના પ્રદેશમા કઇક ભાર અનુભવાય ત્યારે સમજવુ કે ચિત્તમા જે આકાશ (અવકાશ) છે, ત્યા (ભાલપ્રદેશમા) દૃષ્ટિ સ્થિર થઈ છે આ રીતે ત્યા સ્થિર થયેની દૃષ્ટિ વડે શરૂ થતા જાપમા મ ત્રાક્ષરોનુ ઉચ્ચારણ તે પ્રદેશમા જ એટલે કે ચિત્તમા જ ઉદ્દભવે છે

ચિત્તના આકાશમા આ રીતે માનસ-જાપ જ્યારે સ્થિરતા પ્રાપ્ત કરશે ત્યારે ઉચ્ચારણ પણ ત્યાથી જ તે પ્રદેશમાથી જ ઉદ્દભવે છે, તેનો અનુભવ સાધક કરી શકશે એની સૌથી પ્રથમ પ્રતીતિ તો એ થશે, કે વિચારોની ગરબડ સરબડ કે દોડાદોડીનું જોર મ દ પડી જશે અને ધીરે ધીરે અદ્દ્ભુત એકાગ્રતા પ્રાપ્ત થશે

આ રીતના માનસ જાપમા સાધક જેમ જેમ પ્રગતિ કરતો જશે, તેમ તેમ મસ્તકની ઉપરના (અદરના) ભાગમા—જ્યા બ્રહ્મરધ્ર છે, ત્યા થોડીક હલચલ થતી હોવાનો અનુભવ થશે

માનસજાપના આ વિશુદ્ધ પ્રકારનો અભ્યાસ પાડતી વખતે સાધકે ધીરજ રાખવી જોઈએ જ્યારે શ્રમ પડવા લાગે, ત્યારે માનસ-જાપ બ ધ કરીને ઉપાશુ તથા માનસ-જાપની વચ્ચેના ક ઠ-જાપનો આશ્રય લઇ, ચિત્તના આકાશને આરામ આપવો જોઈએ ચક્ષુઓના રત્નોને પણ અભ્યાસ પડે તે માટે આરામ આપવાની જરૂર છે

બીજી એટલી જ મહત્ત્વની વાત કરોડ-રજ્જુને ટટ્ટાર રાખવાની છે પદ્માસન, સિદ્ધાસન અને સુખાસન એ ત્રણેનો વારાફરતી ઉપયોગ કરવો

શરૂઆત કરવા માટે સિદ્ધાસન વધુ ઉપયોગી થશે એનાથી ચિત્તની સ્થિરતા પ્રાપ્ત કરવામા સારી સહાય મળે છે પદ્માસન તો ઉત્કૃષ્ટ આસન છે શારીરિક અસ્વસ્થતા હોય તો શવાસન પણ સારી સહાય કરશે

ટટ્ટાર કરોડરજ્જુ અને ચિદાકાશમા (ચિત્તના આકાશમા એટલે ભાલપ્રદેશમા) સ્થિર થયેલી દૃષ્ટિ વડે ચિત્તમા જ ઉદ્ભવતા ઉચ્ચારણપૂર્વકના જાપની અસર અદ્ભુત છે

મુખમંડળ ઉપર પ્રસન્નતાના ભાવોનુ અંકન કરીને આ રીતે ગણવામા આવેલા ત્રણ જ નવકારનો મહિમા અન્યથા ગણાતા હજારો નવકાર કરતા વિશેષ છે એનો અનુભવ સાધકને કાળક્રમે થશે જ

પરંતુ અન્યથા એટલે કોઈ પણ રીતે ગણાતા શ્રીનમસ્કાર મહામંત્રનુ મહત્ત્વ તેથી જરા પણ ઓછુ થતુ નથી જ્યારે રીતસરના જાપ શરૂ કરવાના હોય, ત્યારે ' આ મર્કટ મન હવે તમને સોપ્યુ એની જવાબદારી હવે તમારી " એવી ભાવના ઉપાસ્ય દેવગુરુને પંચપરમેષ્ઠિને-ઉદ્દેશીને ભાવ્યા પછી શરૂઆત કરવાથી પણ અચિંત્ય લાભ થશે ચિત્તની એકાગ્રતા પ્રાપ્ત કરવામા તેથી ખૂબ મદદ મળશે



## જાપની પાત્રતા કેળવવાના ઉપાયો

નીચેના ગુણોને ખૂબ મહત્ત્વના માની તેને જીવનમા ઉતારવા માટે શક્ય પ્રયત્ન કરવાથી જીવનમા પાત્રતા કેળવાય છે અને તો જીવનમા કેળવાયેલી પાત્રતા એ જ સર્વ સદ્‌ગુણોને ટકાવનાર, વધારનાર અને સાનુબધ બનાવનાર એક અજોડ જડીબુટ્ટી છે

(૧) કોઈને પણ નિંદનીય માનવો નહિ પાપીમા પાપી જીવ પ્રત્યે પણ ભવસ્થિતિ ચિંતવવી

(૨) કોઈ પણ એક અસાધારણ ગુણને વરેલ આત્મા પ્રત્યે પણ હૃદયમા બહુમાન ધારણ કરવું ગુણનો લેશ પણ કોઈ જગ્યાએ જોવા મળે તો આનદિત થવું

(૩) લોકસજ્ઞાને છોડી દેવી, શાસ્ત્રસજ્ઞાને કેળવવી

(૪) હિતકર વચન નાના બાળકનું હોય તો પણ ગ્રહણ કરવું

(૫) દુર્જન પ્રત્યે દ્વેષ ન કરવો બીજા ઉપર દ્વેષબુદ્ધિ એ તત્ત્વજ્ઞાન પ્રાપ્તિમા પ્રતિબધક છે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિમા નીચે મુજબ અદ્વેષ આદિ આઠ અગો છે

(અ) અદ્વેષ—એટલે બીજા જીવો અથવા તત્ત્વો ઉપર અપ્રિયતાનો અભાવ

(આ) જિજ્ઞાસા—એટલે તત્ત્વને જાણવાની ઇચ્છા
(ઇ) શુશ્રૂષા—એટલે તત્ત્વને સાંભળવાની ઇચ્છા
(ઈ) શ્રવણ—એટલે તત્ત્વને સાંભળવુ
(ઉ) બોધ—એટલે સાંભળેલ તત્ત્વોની જાણકારી
(ઊ) મીમાંસા—એટલે અવગમ પછીનું તત્ત્વનું મનન
(એ) પ્રતિપત્તિ—એટલે મનન પછી તત્ત્વનો સ્વીકાર અર્થાત્ તત્ત્વ નિશ્ચય 'આ આવું જ છે" એવો નિર્ણય
(ઐ) પ્રવૃત્તિ—એટલે તત્ત્વનિર્ણય પછીનું તદનુસાર અનુષ્ઠાન

આ રીતે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિ અઘરી છે તેની પ્રાપ્તિમા અદ્વેષભાવ એ પ્રથમ હેતુ છે તેથી કોઇ પણ જીવ પ્રત્યે દ્વેષ ન કરવો એ રહસ્ય છે

(૬) પોતાના ભૌતિક કાર્યો માટે પારકી આશા કદી સેવવી નહિ સ્વાશ્રયી રહેવું

(૭) સ્વજનસયોગોને નિ સ્વાર્થભાવે વેદવા સર્વ સયોગ-સબધને બધનરૂપ જાણવા

(૮) કોઇ સ્તુતિ કરે તો ફુલાવું નહિ નિંદા કરે તો કોપાયમાન થવું નહિ

(૯) સદાચારી ધાર્મિક પુરૂષોની સેવા કરવી

(૧૦) તત્ત્વની જિજ્ઞાસા રાખવી

(૧૧) જીવન પવિત્ર ગાળવું

(૧૨) કષ્ટ વખતે સ્થિર-ધીર રહેવું

(૧૩) નિ૬ મ છવન ગાળવું

(૧૪) ઇન્દ્રિયોના અનુકૂળ વિષયો પ્રત્યે વૈરાગ્ય કેળવવો

(૧૫) સંસારનું વિરૂપપણું ચિંતવવું

(૧ ) શરીર, ધન, વૈભવ આદિની મૂર્છા ઉતારતા રહેવું

(૧૭) ભગવાન પ્રત્યે ભક્તિ વધારવી

(૧૮) સ્વાધ્યાય, ધ્યાન જપ માટે શાંત અને પવિત્ર સ્થાન પસંદ કરવું

(૧૯) સમ્યક્ત્વ દૃઢ કરવું,

(૨૦) પ્રમાદનો વિશ્વાસ ન કરવો

(૨૧) આત્મજ્ઞાન પ્રાપ્ત કરવા સદા ઝંખના રાખવી

(૨૨) વય, સદાચાર અને જ્ઞાનથી વૃદ્ધ પુરૂષોને અનુસરવું

(૨૩) કુવિકલ્પો છોડવા

(૨૪) આત્મતત્વનો સાક્ષાત્કાર કરવા નિત્ય તલસવું

(૨૫) શક્ય પ્રવૃત્તિનો જ આરંભ કરવો

(૨૬) ગુણના પક્ષપાતી થવું

(૨૭) આત્મજ્ઞાનીની સેવા કરવી

(૨૮) રત્નપાત્ર સમાન શ્રી જિનેશ્વરદેવ અને ઉત્તમ પુરૂષો પ્રત્યે ભક્તિ ધારણ કરવી





## શ્રી નવકાર કેમ ગણાય ?

શુદ્ધ થઇને,
શ્વેત વસ્ત્રો પહેરીને,
સાનુકૂળ ભૂમિતલ પ્રમાર્જીને,
આસન બાધીને,
પૂર્વ યા ઉત્તર દિશા સન્મુખ બેસીને,
સુતરની શ્વેત માળા લઇને,
શ્વેત કટાસણુ પાથરીને,
ઉણોદરીવ્રતના પાલનપૂર્વક,
ચિત્તને 'શિવમસ્તુ સર્વ જગત'ની ભાવના વડે વાસિત કરીને

દૃષ્ટિને નાસિકા અગ્રે સ્થાપીને,

ધીરે, ધીરે તેનો પ્રત્યેક અક્ષર આખા શરીરમા ફરી વળે તેવી રીતે આપણે શ્રી નવકારનો જાપ કરવો જોઇએ

જાપનો સમય એક જ રાખવો જોઇએ

માળાની સખ્યા પણ ચોક્કસ રાખવી જોઇએ એટલે કે પાચ માળા ગણવાના નિયમવાળો પુણ્યશાળી આત્મા ૭ ગણી શકે પણ પાચથી ઓછી નહી જ

જાપ માટેની માળા બદલવી ન જોઈએ

જાપ સમયે શરીર હાલવું ન જોઈએ કમ્મર વળી જવી ન જોઈએ

માનસજાપમા હોઠ બધ રહેવા જોઈએ તેમજ દાત ખૂલ્રા રહેવા જોઈએ

ઉપાશુજાપમા હોઠનો ફફડાટ વ્યવસ્થિત રહેવો જોઈએ

ભાષ્યજાપમા ઉચ્ચાર તાલબદ્ધ રહેવો જોઈએ

જાપ પૂરો થાય તે પછી ઓછામા ઓછી પાચેક મિનિટ સુધી આખો બધ કરીને તે સ્થળમા બેસી રહેવું જોઈએ.

એમ કરવાથી જાપજન્ય સત્ત્વની સ્પર્શનાનો અદ્ભુત યોગ સધાય છે અને કયારેક ભાવસમાધિની અણમોલ પળ જડી જાય છે

જાપ માટેના ઉપકરણોને પૂરેપૂરા બહુમાનપૂર્વક પવિત્ર જગ્યામા રાખવા જોઈએ

ઉપકરણો પ્રત્યેનો આપણો ભાવ શ્રીનવકાર પ્રત્યેના આપણા ભાવ ઉપર તથાપ્રકારની અસર પહોચાડે જ છે

જીભ એકલી જ નહિ, પરતુ મન બરાબર શ્રી નવકાર ગણતા શીખી જાય તે તરફ આપણુ લક્ષ્ય રહેવું જોઈએ

એટલે મોટો ભાઈ, નાના ભાઈને કવિતા શીખવાડે તેમ આપણે મનરૂપી આપણા લઘુબધુને સદ્ભાવપૂવક શ્રીનવકાર શીખવાડવો જોઈએ

મન શ્રીનવકારમા પરોવાય છે એટલે બધી ઇન્દ્રિયો પણ તેમા ઓતપ્રોત થાય છે

તારૂનું શરીર ભીંજાયા સિવાય ન રહે તેમ શ્રીનવકારમા પ્રવેશેલા પ્રાણો પણ શુભ ભાવ વડે ભીંજાય જ જો ન ભીંજાય તો સમજવું કે આપણા પ્રાણોનો અધિક ભાગ શ્રીનવકારની બહાર રહે છે

શ્રીનવકારની બહાર જન્મ, જરા અને મૃત્યુ છે

શ્રીનવકારની અદર શાશ્વત સુખનો મહાસાગર છે

શાશ્વત સુખ પ્રત્યેનો આપણો યથાર્થ પક્ષપાત, આપણને સહુને વહેલા-વહેલા શ્રીનવકારના અચિંત્ય અતરતેજના પક્ષકાર બનાવો



## શ્રી નવકાર મહામંત્રના જાપની શાસ્ત્રીય મર્યાદા

### જાપ એટલે !

અનંત ઉપકારી જ્ઞાની ભગવંતોએ આત્મકલ્યાણના પથે વ્યવસ્થિત વિકાસ સાધવા માટે જરૂરી જણાવેલ શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ એટલે આપણા પરિણામો-વિચારોને, આરાધકભાવને પોષક વિશિષ્ટ શક્તિવાળા વર્ણોના સતત ઉચ્ચારણની પવિત્ર ક્રિયામાં સાંકળી લઈ મોહના સંસ્કારોની પકડ ઢીલી પાડવાની મહત્ત્વપૂર્ણ ક્રિયા

### શ્રીનવકારના જાપની મહત્તા

આ દૃષ્ટિએ ખરેખર શાસ્ત્રોમાં શ્રીનમસ્કાર મહામંત્રના જાપને આભ્યંતર તપના ચોથા ભેદરૂપ સ્વાધ્યાયમાં અંતર્ગત જણાવ્યો છે શ્રીમહાનિશીથ આદિ મહામહિમશાલી અર્થગંભીર આગમોમાં પણ જ્ઞાનાવરણીયકર્મની વિષમતાએ સૂત્રપૌરુષીની મર્યાદા ન જાળવી શકનારા પુણ્યાત્મા મુનિભગવંતો માટે શ્રીનમસ્કાર મહામંત્રના અમુક સંખ્યાના જાપથી આરાધકભાવ જાળવવાનું વિધાન ફરમાવ્યું છે

સામાન્યતઃ પાક્ષિક—ચાતુર્માસિક અને સાંવત્સરિક આલોચનાના પ્રાયશ્ચિત્ત તરીકે દરેક આરાધકે અવશ્ય કરવા

ઉપવાસ-છટ્ઠ અને અટ્ઠમ તપની આજ્ઞાનું પાલન તપસ્યા કરવાની કાયાશક્તિ સર્વથા જેને ન હોય તેવાઓને પણ વીશ, ચાલીશ અને સાઠ નવકારવાળી (બાંધી) ગણીને પણ શાસ્ત્રીય મર્યાદા જાળવવારૂપે કરવાનું હોય છે

આવા અનેક કારણોથી શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ અત્યંત મહત્ત્વની ધર્મક્રિયા જણાય છે, તેનું મહત્ત્વ-યોગ્ય બંધારણ આદિ જ્ઞાની-ગુરુની નિશ્રાએ વ્યવસ્થિત રીતે સમજવાની જરૂર છે

## જાપ અંગે બંધારણની જરૂર

શ્રીતીર્થંકર પરમાત્માએ જગતના પ્રાણીઓના એકાંત કલ્યાણ માટે નિર્દેશેલી ધર્મની કોઈ પણ ક્રિયા જ્ઞાની ભગવંતોની યોગ્ય નિશ્રા તેમજ તેમણે જણાવેલી મર્યાદા પ્રમાણે કરવાથી જલ્દી અને વિશેષરૂપમાં યથાર્થ ફળ આપનારી નીવડે છે

કેમ કે દ્રવ્યક્રિયામાં ભાવક્રિયાનું પડી રહેલું બીજ વિધિપૂર્વક યોગ્ય રીતે જ્ઞાની ગુરુની નિશ્રાએ આસેવન કરવાના બળે વિકસિત થઈ યોગ્ય ફળ જન્માવી શકે છે તેથી શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ ક્લિષ્ટ કર્મોના પડલને ભેદી નાખવામાં વજ્ર સમાન તપના અભ્યંતર ભેદ તરીકેની મહત્ત્વની ધર્મક્રિયારૂપ ગણી-અમણુ આરાધક પુણ્યાત્માઓએ ગુરુગમ અને વ્યવસ્થિત જાણકારીના અભાવે વર્તમાનમાં ચાલુ નવકારવાળીના મણકા ફેરવવા રૂપની દ્રવ્યક્રિયામાં ભાવનું ઓજસ્ ભેળવવા માટે નીચે જણાવાતી શાસ્ત્રીય મર્યાદાઓને ચોક્કસ રીતે લક્ષ્યમાં લઈ યથાશક્તિ તે મર્યાદાઓને જીવનમાં અપનાવવા માટે પ્રયત્ન કરવો

## જાપના મૌલિક તત્ત્વો

સામાન્યતઃ મંત્રશાસ્ત્રના નિયમ પ્રમાણે દરેક મંત્રોનું જુદા જુદા અનુષ્ઠાનના બળે વિવિધ શક્તિઓના અનુભવ માટે અમુક નિશ્ચિત આસન, દિશા, કાળ, માળા, મુદ્રા, આદિનું બંધારણ જરૂરી હોય છે. મંત્ર તેનો તે જ પણ બંધારણીય તત્ત્વ તરીકે જરૂરી આસન, માળા, દિશા આદિના ફેરફારથી મંત્રની શક્તિનો પ્રવાહ જુદી જુદી દિશાઓમાં ચોક્કસ રીતે વાળી શકાય છે.

મંત્રશાસ્ત્રના મૌલિક બંધારણની માર્મિકતા જાણનારાઓનું આ એક પરમ અનુભવ સત્ય છે.

આ ઉપરથી એમ પણ સ્પષ્ટ થાય છે કે જો નિશ્ચિત બંધારણની જાળવણી ન હોય તો ગમે તેટલી શક્તિ મંત્રમાં હોય પણ ચોક્કસ ભૂમિકા વિના તે શક્તિનું અવતરણ શકય નથી.

તેથી શ્રીનમસ્કાર મહામંત્રના જાપ માટે જાપથી ઉપજતી શક્તિઓના પ્રવાહને ઝીલવા-સ્થિર થવા માટે નિયત બંધારણ આવશ્યક છે.

સર્વ મંત્ર, યંત્ર અને તંત્રોની અદ્ભુત શક્તિઓના મૂળ કેન્દ્રરૂપે શ્રીનમસ્કાર મહામંત્રને "શ્રીમહાનિશીથ સૂત્ર", 'શ્રી પ્રવચનસારોદ્ધાર" "શ્રીનમસ્કાર મહામંત્રપંજિકા" આદિ ગ્રંથોમાં વર્ણવ્યો છે અને "મંત્રાક્ષર માતૃકા" "વર્ણશક્તિ બીજ પ્રકાશ", "મંત્ર વ્યાકરણ" "મંત્રરત્ન મંજૂષા" આદિ મંત્ર શાસ્ત્રોના મૌલિક ગ્રંથોના રહસ્યને વિચારતા ખરેખર અનાદિ સિદ્ધ શ્રીનવકાર મહામંત્રમાં અલૌકિક શક્તિઓ હોય એ નિતાંત સંગત અને યથાર્થ લાગે છે.

તેથી અન્ય સામાન્ય મંત્રોની સાધના વખતે ચોક્કસ રીતે રખાતી આસન-દિશા, કાળ વિગેરેની જાળવણી અને વિધિની મર્યાદા કરતા પણ વધુ ચોકસાઈ ભરી રીતે વ્યવસ્થિત અમુક બધારણની મર્યાદાના પાલન સાથે મહામંત્ર શ્રીનવકારનો જાપ કરવો જરૂરી છે

## શ્રીનમસ્કાર મહામંત્રના જાપની મર્યાદા

જાપ કરનારાઓએ નીચેની પાચ બાબતો ખાસ લક્ષ્યમા લેવી

- નિશ્ચિત સમય
- નિશ્ચિત આસન
- નિશ્ચિત દિશા
- નિશ્ચિત માળા
- નિશ્ચિત સંખ્યા

ખાસ આગાઢ કારણ વિના આ પાચ બાબતોમા વારવાર ફેરફાર ન કરવો

આ સબધી માન્ત્રિક રહસ્યવેત્તા પૂ આ શ્રીમલ્લિષેણ સૂરીશ્વરજી મ ફરમાવે છે કે—

" दिङ्—काल—मुद्रा—ऽऽसन—पल्लवाना
भेद परिज्ञाय जपेन् स मन्त्री ।
न चान्यथा सिध्यति तस्य मन्त्र,
कुर्वन् सदा तिष्ठतु जाप्य होम ॥ "

( भैरव पद्मावती कल्प परि ३ गा ४ )

ભાવાર્થ—"મત્રની સાધના કરનારે દિશા-કાલ-મુદ્રા આસન અને પલ્લવો (મત્રની આદિ કે અતમા આવતા બીજાક્ષરો)ના ભેદ વ્યવસ્થાને જાણીને જાપ કરવો જોઈએ અન્યથા મત્રને જપતો રહે કે હોમ કરતો રહે પણ મત્ર સિદ્ધિ ન થાય"

આ રીતે સામાન્ય મત્ર માટે જરૂરી ખધારણની વાત ઉપરથી મહામત્ર અને મત્રાધિરાજ તરીકે જગજાહેર શ્રીનમસ્કાર મહામત્ર માટે વ્યવસ્થિત આસન-કાળ દિશા આદિના વિવેકની અત્યન્ત જરૂરીઆત સ્પષ્ટ સમજાય છે

## નિશ્ચિત સમય

'શ્રી નવકાર મહામત્રના જાપથી આ મશક્તિની ખીલવણી માટે સવાર-બપોર અને સાજની ત્રણ સધ્યાનો સમય અત્યત શ્રેષ્ઠ છે

શ્રી નવકાર મહામત્રનો જાપ વિખરાઇ ગયેલ મૌલિક આત્મસ્વરૂપનું અનુસધાન કરવા માટે પચપરમેષ્ઠિ ભગવતોના અપૂર્વ તાદાત્મ્યને પ્રાપ્ત કરવાનો હોય છે

તે સધ્યા શબ્દમાથી ફલિત થતી સધિકાળની અપૂર્વ શક્તિનો લાભ મેળવવા સધ્યાના સમય તરીકે નિયત સમય સવારના ૬, બપોરના ૧૨ અને સાજના ૬ ની આગળ-પાછળ ૨૪-૨૪ મિનિટ સુધી હોય છે, એટલે બને ત્યા સુધી તો ૬-૧૨-૬ નો જ સમય નક્કી રાખવો ઘટે તે કદાચ ન સધાય તો ૨૪-૨૪ મિનિટ આગળ પાછળની જે છે તેમાથી નિયત કરવો

એટલે કે સૌથી શ્રેષ્ઠ જાપનો સમય સવારે છ વાગે, બપોરે બાર વાગે અને સાજે છ વાગે જ્ઞાની ભગવતોએ નિર્દેશ્યો છે

ત્રણ સંધ્યાએ જાપનો સમય અનુકૂળ ન આવે તેમણે નીચેની વાત ધ્યાનમાં લેવી

શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ સવારે બ્રાહ્મમુહૂર્ત (પાછલી ચાર ઘડી રાત્રે) માં કરવો જોઇએ છેવટે સૂર્યોદયથી ૧૦ વાગ્યા સુધીનો સમય જાપ માટે નિયત કર્યો છે

દિવસના ૧૦ વાગ્યાથી સૂર્યાસ્ત પછી ૨॥ ઘડી (૧ કલાક) સુધીનો સમય સામાન્યતઃ જાપ માટે નિષિદ્ધ છે

આ વાત વિશિષ્ટ, વ્યવસ્થિત અને ધોરણસરના જાપ માટે જાણવી ચાલુ દૈનિક સ્મરણ અગર ૧૧ લક્ષાદિ જાપના અનુષ્ઠાન તથા ત્રિકાળજાપની મર્યાદાને તે લાગુ પડતી નથી

શ્રીનમસ્કાર મહામંત્રનું સ્મરણ ગમે ત્યારે અને વારંવાર કરવાનું શાસ્ત્રીય વિધાન સંસ્કારોની જાગૃતિ અને તે જાતની વિશિષ્ટ પરિણામોની કેળવણીની અપેક્ષાએ સાર્થક સમજવું પણ જાપની પ્રાથમિક ભૂમિકાએ થોડીક આત્મશક્તિ જાગૃત કરવા માટે ઉપર જણાવેલ સમયની મર્યાદા જાળવવી જરૂરી છે

પ્રાથમિક ભૂમિકાએ જાપ કરનારે અમુક સમય (પાછલી ચાર ઘડી રાત્રીથી દિવસના દસ વાગ્યા સુધીમાં તો ગમે તે) નિશ્ચિત કરી રાખવો જોઇએ તે સમયે ગમે તેવા કામને પણ પડતું મૂકીને જાપ કરવાની તત્પરતા કેળવવી ઘટે તેમ કરવાથી જાપની શક્તિઓનો ધીમો પણ મૌલિક સંચાર જીવનમાં અનુભવવા મળે છે

ટુંકમાં જાપની પ્રાથમિક શક્તિઓના અનુભવ માટે સમયની ચોકસાઈ જાગવી જરૂરી છે

## નિશ્ચિત આસન

શ્રીનવકાર મહામંત્રના જાપ માટે શ્વેત, શુદ્ધ ઉનનું આસન રાખવું, તેમ જ એક જ જગ્યા નિશ્ચિત રાખવી એક જ સ્થાન ઉપર શ્રીનમસ્કાર મહામંત્રના જાપથી વિશિષ્ટકોટિનું વાતાવરણ સર્જાય છે

જ્યા ત્યા શ્રીનવકાર મહામંત્રનો જાપ એચ્છિક રીતે કરતા રહેવાથી જાપના આંદોલનો બરાબર વાતાવરણ સર્જી ન શકે અને શક્તિ જ્યા-ત્યા વિખરાઈ જાય, તેથી ખાસ જરૂરી કારણ સિવાય જાપનું સ્થળ ફેરવવું નહિ

અનિવાર્ય કારણે સ્થાનાંતર કરવું પડે તો પણ શ્વેત, શુદ્ધ ઉનનું આસન એક જ રાખવું, ગમે ત્યા પણ એ જ આસન પર વ્યવસ્થિત જાપ ચાલુ રહેવો જોઈએ

## નિશ્ચિત દિશા

મંત્રની જુદી જુદી શક્તિઓ દિશાના ફેરફેરથી ઉપજતી હોવાનુ મંત્રશાસ્ત્રમા પ્રસિદ્ધ છે

તેથી શ્રીનમસ્કાર મહામંત્રના જાપ માટે પૂર્વ અને ઉત્તર દિશા જ્ઞાનીઓએ વિહિત કરી છે

તેમા પણ સવારના દશ વાગ્યા સુધીના જાપ માટે પૂર્વ દિશા અને સૂર્યાસ્તથી ૨ાા ઘડી=(૧ કલાક) પછીના જાપ માટે ઉત્તર દિશાનુ વિધાન છે

રોજ જાપ નિશ્ચિત કરેલી દિશામા મુખ રાખીને જ કરવો,

ખાસ કારણ વિના વારંવાર દિશાનો ફેરફેર ન કરવો
**નિશ્ચિત માળા**

શ્રી નમસ્કાર મહામંત્ર ગણવા માટે પ્રાથમિક જાપ (ઓછામાં ઓછો ૧૨૫૦૦ નવકારનો) નવકારવાળી વડે કરવો જોઇએ

માળા શ્વેત-શુદ્ધ સુતરની હોવી

પણ જે સુતરની માળા ગૂથવાની ઓછી મહેનત પડે તે હેતુથી અંદર જુનું કપડું ભરી ઉપર થોડુંક ગૂથીને બનાવેલ મણકાવાળી હોય તે અશુદ્ધ અને જાપ માટે અગ્રાહ્ય જાણવી

બજારમાં સસ્તા ભાવે વેચાતી સુતરની માળાઓ લગભગ બધી આવી અશુદ્ધ હોય છે

પણ જે માળાના મણકા અંદરથી તે ઉપર સુધી અખંડ સુતરથી ગૂથીને જ બનાવેલ હોય તેવી માળા જાપ માટે વિહિત જાણવી

ખરી રીતે તો સુતરની કોકડી-સોયો અને બીજા જે કંઇ સાધન હોય તે દરેકને, ૪૧ નવકાર મંત્રથી અભિમંત્રિત કરી શુદ્ધ વસ્ત્ર-પવિત્ર દેહપણે એકેક નવકાર મહામંત્રના પદના ઉચ્ચાર સાથે એકધારા સળંગ દોરાથી (અંદર નીચેથી ઉપર સુધી) ગૂથીને તૈયાર કરેલ મણકાવાળી માળા જાપ માટે શ્રેષ્ઠ કહેવાય તેવી માળાથી કરાતો જાપ અણઅણાટી ઉપજાવે અને આત્માને સુંદર શક્તિઓના વહેતા ધોધને ઝીલવાનો અનુભવ કરાવે

તે છતા આજે જેટલી શકય હોય તેટલી પવિત્રતા જાળવવા સાથે ગૂથાએલ માળા માટે તત્પરતા રાખવાથી તરતમતાએ જાપની અપૂર્વ શક્તિ સહજ રીતે અનુભવાય છે

અસલી સ્ફટિકની માળા શ્રેષ્ઠ છે, પણ નકલી સ્ફટિક (જે આજે મોટા ભાગે બજારમા જોવા મળે છે) ની માળા કરતા તો ઉપર બતાવી તેવી સુતરની માળા અત્યત શ્રેષ્ઠ જાણવી

ચાંદીની માળા ગૃહસ્થો માટે ઉત્તમ ખરી પણ તેમા લાકડા પર ચાદી મઢીને અગર નક્કર ચાદીના મણકા હોય તો અન્યથા અદર મીણ કે લાખ જેવી અશુદ્ધ ચીજ ભરેલ સસ્તા ભાવની પ્રચલિત ચાદીની માળા કરતા પૂર્વોક્ત સુતરની માળા સર્વશ્રેષ્ઠ છે

ટુકમા શ્રીનમસ્કાર મહામત્રના જાપ માટે શુદ્ધ સુતરની, અસલી સ્ફટિકની અને નક્કર ચાદીની માળા શાસ્ત્રીય મર્યાદાથી વિહિત જાણવી

વર્તમાનકાળે બહુ પ્રચલિત થઈ ગએલ પ્લાસ્ટિક અને રેડિયમના પ્રકાશવાળી માળા તો નિતાત વર્જનીય છે કેમ કે પ્લાસ્ટિક પોતે જ અત્યત અશુદ્ધ-અપવિત્ર દ્રવ્યોના મિશ્રણરૂપ છે

પ્લાસ્ટિક એ ગાડનો રસ હોવા છતા તેને શોધવામા અને આજના મોહક સ્વરૂપમા લાવવા માટે છૂટે હાથે સૂકા હાડકાનો ભૂકો વપરાય છે

શ્રીનમસ્કાર મહામત્રનો જાપ ઉપર બતાવ્યા મુજબની

વિશિષ્ટ માળાથી કરવામાં પણ એક બહુ મહત્ત્વની વાત જાણવી જરૂરી છે તે એ કે-"માળા કઈ રીતે રાખવી ? અને કઈ રીતે મણકા ફેરવવા ?"

કેમકે જ્ઞાનીઓના બંધારણની મર્યાદા પ્રમાણે નિયત વિધિપૂર્વક કરાતી ક્રિયા પરંપરાએ પણ આંતરિક આત્મશુદ્ધિને જન્માવનારી થાય છે અને મંત્ર-શાસ્ત્રના ધોરણે પણ એક જ મંત્રના જુદા જુદા મોહન, વશીકરણ, મારણ આદિ કાર્યોમાં કરાતા જાપમાં ભિન્ન ભિન્ન પલ્લવ, બીજ, આસન, દિશા આદિ ફેરવવાની સાથે મુદ્રાનો ફેરફાર એટલે કઈ રીતે મણકા ફેરવવા ? અને માળા કઈ રીતે રાખવી ? તેની વ્યવસ્થા પણ મહત્વની છે

એટલે આધ્યાત્મિક શક્તિઓના વિકાસાર્થે કર્મનિર્જરા દ્વારા આત્મશુદ્ધિના લક્ષ્યથી કરાતા શ્રીનમસ્કાર મહામંત્રના જાપમાં પણ ગીતાર્થ જ્ઞાનીઓના વચનો અને શાસ્ત્રમર્યાદાથી ફલિત થતા અમુક ચોક્કસ બંધારણને લક્ષ્યમાં લેવાની જરૂર છે

વર્તમાનકાળે શ્રીનવકારવાળી ગણવાની જુદી જુદી ઘણી રીતો જોવા મળે છે—

(૧) અંગુઠા ઉપર માળા રાખી તર્જની (અંગુઠા પાસેની પહેલી આંગળી) થી ગણવાની

(૨) મધ્યમા (સૌથી મોટી વચલી આંગળી, અંગુઠાથી બીજી) પર માળા રાખી અંગુઠો અને તર્જનીના સંયુક્ત સહકારથી ગણવાની (આ રીત વધુ પ્રચારમાં ચાલે છે)

(૩) અંગુઠા ઉપર માળા રાખી અનામિકા (પૂજાની આંગળી છેલ્લી-ટચલી આંગળી પાસેની) થી ગણવાની

આ સંબંધી કારણોની સમીક્ષામાં તે તે રીત પાછળ વિવિધ તર્કો જાણવા મળ્યા છે જેમકે —

પ્રથમ રીતના સમર્થનમાં પ્રવચનમુદ્રાની વાત, બીજીમાં કર્મગ્રંથનું તર્જન કરવા સાથે માળા પડી ન જાય તે માટે અંગુઠાનો ઉપયોગ અને છેલ્લી રીતમાં પૂજા માટેની પવિત્રતમ આંગળીથી જાપ બહુ શ્રેષ્ઠ હોવાની વિચારણા વિગેરે

પરંતુ વાસ્તવિકતાના ધોરણે શાસ્ત્રીય અક્ષરોની ગવેષણા કરતાં નીચે મુજબ જાણવા મળ્યું છે —

" આધ્યાત્મિક દૃષ્ટિએ શ્રીનમસ્કાર મહામંત્રના જાપની મૌલિક શક્તિનો વિકાસ-અધખુલી મુઠ્ઠીરૂપે ચાર આંગળીઓ વાળી, તર્જનીના વચલા વેઢા ઉપર માળા રાખી અંગુઠાના પહેલા ટેરવાથી (નખ ન અડે તે રીતે) મણકા ફેરવવા દ્વારા થાય છે "

આ બાબત મળેલા શાસ્ત્રીય પ્રમાણોનું સમર્થન નીચે મુજબ છે —

(૧) " मोक्षा-भिचार-शान्तिक-पुष्ट्या-कर्मसु योजयेत् क्रमशः ।
अङ्गुष्ठाद्यङ्गुलिका, मणयोऽङ्गुष्ठेन चाल्यन्ते ॥

टीका -अङ्गुष्ठाद्यङ्गुलिका-अङ्गुष्ठमादि कृत्वा अङ्गुली: मोक्षादिकर्मसु योजयेत्, कथम् ? क्रमशः-क्रमपरिपाट्या मणय —प्राक्कथित मणय अङ्गुष्ठेन चाल्यन्ते । " मोक्षार्थी अङ्गुष्ठेन चालयेत्, अभिचारकर्मणि तर्जन्या शान्तिक-पौष्टिकयो मध्यमाङ्गुल्या, वश्यकर्मणि अनामिकाङ्गुल्या,
...ङ्गुल्या चालयेत् " ॥

ભાવાર્થ—મોક્ષ આદિ કાર્યોને નિમિત્તે કરાતા જાપમા અંગુષ્ઠ આદિ આંગળીઓ યોજવી, એટલે કે—મોક્ષના અર્થીએ અંગુઠાથી પૂર્વોક્ત (નાના પ્રકારની માળા સંબંધી) મણકાઓ ફેરવવા

શત્રુ નિગ્રહાદિક કાર્યમા તર્જની વડે, શાંતિ-પુષ્ટિના કાર્યમા મધ્યમા વડે, વશ્યકર્મમા અનામિકા વડે, આકર્ષણ કાર્યમા કનિષ્ઠિકા વડે મણકા ફેરવવા

—પૂ આ શ્રી મલ્લિષેણસૂરિ રચિત, શ્રી ભૈરવ પદ્માવતી કલ્પ પરિ૦ ૩, શ્લો૦ ૧૨ ની ટીકા

(૨) "એક પુરુષ તસ ઉપર સોહે,
ચાર સખીશુ ખેલે રે,
એક બેર છે તેહને માથે,
તે તસ કેડ ન મેલે રે—
કહેજો ચતુર નર[1] એ કુણ નારી ?
ધરમી જનને પ્યારી રે"

—પૂ. ઉપા શ્રીવિનયવિજયજી મ શિષ્યરત્ન પૂ રૂપવિજયજી મ. કૃત, સમસ્યા પ્રહેલિકામય શ્રીનવકારવાલીની સજ્ઝાય—ગા૦ ૩

ભાવાર્થ[1]—"હે ચતુર સજ્જનો ! ધર્મીજનને વ્હાલી એવી તે કયી નારી છે ? જેના ઉપર એક પુરુષ શોભે છે, વળી જે નારી ચાર સહીયરીઓ સાથે ખેલે છે, અને એક બોર તેના માથે છે કે જે તેની કેડ નથી છોડતું ?"

આ પ્રહેલિકાના ભાવાર્થ તરીકે ૧૦૮ મણકાની નવકાર ી સુજ્ઞપુરૂપોએ નિર્દેશેલ છે, તેથી તેમા ચાર સખીરૂપ ચાર

આગળીઓ (જેના પર માળા રાખવાની છે તેની પર માળા ફરે એટલે વિવક્ષાએ) તેની સાથે ખેલ કરતી નારી તરીકે ઘટી શકે અને ઉપર એક પુરુષ એટલે અંગુઠ (જેનાથી મણકા ફેરવાય છે) તે શોભે છે

અને જે મેરૂ અથવા કુમતું હોય છે તે ઓર તેના માથે છે, તે તેની કેડ એટલે કટિપ્રદેશ નહીં પણ પીછો નથી છોડતું

આ પ્રમાણે અર્થ સંગતિથી અંગુષ્ઠથી મણકા ફેરવવાની વાત સમર્થિત થાય છે

મોક્ષાનુલક્ષી જાપ વાસ્તવિક નિષ્કામ ભક્તિ-ઉપાસનાનું તત્ત્વ હોઈ જાહેરમાં વર્ણન ગુણગાન તેના જ હોઈ શકે, બાકીના વશીકરણાદિની કામનાથી થતો જાપ વાસ્તવિક રીતે મોહના સંસ્કારવાળો હોઈ એકાંતહિતકર કે સજ્જનોની પ્રશંસાને પાત્ર ન હોઈ અહીં અંગુષ્ઠજાપની પ્રધાન વિવક્ષા ઉચિત લાગે છે

(૩) "મોક્ષ જાપ અંગુઠડે,
વૈરી રૂઠડે રે તર્જનાગુલી હોય,
બહુસુખદાયક મધ્યમા,
અનામિકા રે વશ્યાર્થ હોય
આકર્ષણ ટચી આગળી,
વળી સુણજો રે ગણવાની રીતિ,
મેરૂ ઉલ્લંઘન મત કરો,
મમ કરજો રે નખ અગ્રે પ્રીતિ "

— પૂજ્ય મ રચિત શ્રીનવકારવાળી
સજ્ઝાય ગા૦ ૩-૪

(૪) "મોક્ષ જાપ અંગુઠડે,
વૈરી રૂઠડે રે તર્જની આગળી જોય,
બહુસુખદાઇ મધ્યમા,
અનામિકા રે વશ્યારથ હોય કે,
આકર્ષણ ટચી આગળી,
ઇણ રીતે જપજો શ્રીનવકાર."

—પૂ. સમયસુંદર ગણી રચિત શ્રીનવકાર મહામંત્રની
સજ્ઝાય ગા૦ ૪-૫-૬

[ આ સજ્ઝાય બદરીશ ( વધો-હિંગનધાટથી ભાંડક તીર્થે જતા વચલા મુકામે )ના ઉપાશ્રયના કબાટમાં પડી રહેલ અસ્તવ્યસ્ત દશામાં લગભગ કચરારૂપે ઉપેક્ષિત પ્રાચીન હસ્તલિખિત પત્રોના છૂટક પાનામાંના સંગ્રહમાંથી મળી આવેલ પ્રાચીન લિપિવાળા હસ્તલિખિત પાનામાંથી ઉતારેલ છે ]

(૫) अङ्गुल्यग्रेण यज्जप्तं, यज्जप्तं मेरूल्लंघने।
व्यग्रचित्तेन यज्जप्तं, तत्प्रायोऽल्पफलं भवेत्॥

શ્રા ઉપદેશપ્રાસાદ શ્રાદ્ધવિધિ આદિ

ભાવાર્થ—આગળીના અગ્રભાગથી, મેરૂને ઓળંગવાપૂર્વક અને વ્યગ્રચિત્તપણે જે જાપ કરાય તે પ્રાય અલ્પફળદાયી થાય

આ ઉપરથી અંગુલીથી જાપ કરવો ઉચિત નથી એમ ધ્વનિત થતું લાગે છે

(અહીં કેટલાક "अङ्गुल्यग्र" પદનો અર્થ 'નખ' કરી 'નખ અડાડીને જાપ ન કરવો" એમ પણ અર્થ કરે છે )

(૬) "* * * અંગુઠાથી નિરંતર ગણે તો મોક્ષપદની પ્રાપ્તિ થાય, તર્જનીથી ગણે તો વૈરી નાશ પામે, મધ્યમાથી

ગણીએ તો સર્વદાસ થાય, અનામિકાઈ ગણીએ તો લક્ષ્મીની પ્રાપ્તિ થાય, કનિષ્ઠાથી જાપે ઇ તો ખેચી વસ્તુ આવે * * *"

—શ્રી આત્મકમલ લબ્ધિસૂરીશ્વરજી જૈન શાસ્ત્ર-સંગ્રહ છાણીના હસ્તલિખિત ભંડાર, પ્રત નંબર ૧૭૭૩ "પંચપરમેષ્ઠી ધ્યાન" નામની પ્રત પરથી

(આ પ્રતમાં અત્યંત મહત્ત્વપૂર્ણ ઘણી ઘણી અદ્ભુત આમ્નાયો શ્રીનમસ્કાર મહામંત્ર સંબંધી જણાવતાં ઉપરની વાત નોંધી છે, દુર્ભાગ્યે આ પ્રતનું પ્રથમ પાનું જ મળ્યું છે આગળનો ભાગ ત્રુટક છે નહીં તો ઘણી નવી ચીજો સાંપડત )

(૭) "दृषत् प्रवाला म्बुज-हेम-पत्र-
जीवस्रजोऽगुष्ठमुखाङ्गुलीभि ।
मोक्षेऽभिचारे शमने वशे च
व्याकर्षणे कर्मणि चालयेद्धि ॥

—પૂ૦ આ શ્રીસાગરચંદ્રસૂરિ પ્રણીત અતિ પ્રાચીન શ્રીમંત્રાધિરાજ ચિંતામણી બૃહત્ કલ્પ-પટલ-૫ ગા૦ ૧૮

ભાવાર્થ —દૃષત્ (સ્ફટિક), પ્રવાલ, કમલ, સ્વર્ણ અને પત્રજીવ (પુત્રજીવ નામની વનસ્પતિ) ની માળાઓ ક્રમશ મોક્ષ, અભિચાર, શાંતિ, વશીકરણ અને આકર્ષણ કાર્યમાં અંગુષ્ઠ આદિ આંગળીઓથી ફેરવવી

(૮) "अगुष्ठजापो मोक्षाय, उपचारे तु तर्जनी।
मध्यमा धनसौख्याय, शांति कुर्यादनामिका॥
[illegible] च, षड् कर्माणि

—સુહરી પાર્શ્વનાથ તીર્થ—ટીંટોઇના જૈન ઉપાશ્રયના હસ્તલિખિત પ નાઓના સંગ્રહમાંથી મળી આવેલ "જપમાલિકા વિચાર" નામના સંસ્કૃતમાં જાપની ઘણી ઘણી પ્રાચીન ગુરુગમ ની આમ્નાય પરંપરાઓના સંગ્રહરૂપના એક પાનામાંથી,

(૯) "** ૧ સૂતર રી માળા જપ્યા સુખ
૨ રૂપાની માળા જપ્યા સૌભાગ્ય
૩ મુગીયા રી માળા જપ્યા સુખ
૪ સોના રી માળા જપ્યા સૌભાગ્ય
૫ મોતીયા રી માળા જપ્યા સુખ
૬ ફિટક રી માળા જપ્યા સુખ
૭ કપૂર રી માળા જપ્યા સૌભાગ્ય
૮ રૂદ્રાક્ષ રી માળા જપ્યા સુખ
૯ જીવાપોતા (પુત્રજીવ)ની માળા જપ્યા સૌભાગ્ય

(इति माला विचार)

એતી માળા જૈનાચાર્ય ભલી કહી, કાષ્ઠાદિકની માળા વર્જવી

૧ મોક્ષરે અર્થે અંગુઠા સૌ જાપ
૨ કિણહી ઉપચા(રા)થેં તર્જની જાપ
૩ ધનાર્થે મધ્યમા સૌ જાપ
૪ અનામિકા સુખને અર્થે જાપ
૫ ચિટિ (ટચની આગળી) આકર્ષણ અર્થે જાપ"

મેતા (પાલણપુરથી મેત્રાણા તીર્થ જતા છેલ્લો મુકામ) જૈન

ઉપાશ્રયના મેડા પર જુના પડી રહેલા હસ્તલિખિત છૂટક પાના સંગ્રહમાંના એક મોટી ગુટકા જેવી નોધપોથી પૃ૦ ૧૩૩ માથી

૧૧ "નંદ્યાવર્ત્ત-નવપદાવર્ત્ત-શંખાવર્ત્ત આદિ તમામ આવર્ત્તોનો જાપ અંગુઠથી જ થાય છે અને માળા કરતા આવર્ત્તાદિથી કરાતો જાપ શ્રીઉપદેશપ્રાસાદ આદિ ગ્રંથોના આધારે ઉત્તમ મનાય છે"

(વિ સં ૨૦૧૩ શ્રાવણ વદ ૫ રાત્રિધ્યાન ક્રમંગે શ્રીનમસ્કાર મહામંત્ર ચિંતન પ્રસંગે થયેલી સહજ સ્ફુરણા)

આ ઉપરાંત અન્યદર્શનીઓમાં પ્રચલિત જાપ આદિની મૌલિક પ્રણાલીના કેટલાક તત્ત્વો આત્મશક્તિના વિકાસ માટે લગભગ સરખા ઉપયોગી જણાય છે

જાપને લગતા મૂળ સિદ્ધાન્તો ગણિતના સિદ્ધાન્તોની માફક લગભગ દરેકને માન્ય હોય તો તે અનુચિત નથી

આ રીતે વિચારતા અત્યંત પ્રાચીન પં શ્રીઉમાનંદનાથ રચિત તાન્ત્રિક ગ્રંથ શ્રીનિત્યોત્સવ ગ્રંથ (પ્રક ૩-પૃ ૯૫)માં જાપની મૌલિક પ્રક્રિયાના ઘણા તત્ત્વોના વિવેચન પ્રસંગે બતાવેલ નીચેની વાત ઉપયોગી લાગે છે

૧૨ "××× दक्षिणहस्ते माला गृहीत्वा मध्यमामध्यपर्वावलम्बिनीं तां तनन्या वामहस्तेन चास्पृशन्, एकमणिग्रहणे चान्यमनुपाददान क्रमादङ्गुष्ठाग्रेण मणीन् परिवर्तयन्, जृम्भा-क्षुताद्यकुर्वन् ×××"

ભાવાર્થ—"××× જમણા હાથવડે માળાને લઈને મધ્યમા

આગળીના વચલા વેઢા પર રાખી તેને (માળાને) તર્જની અને ડાબા હાથથી ન અડતો, એક મણકો લેતી વખતે બીજા (મણકા)ને ન લેતો, ક્રમે કરીને અગુષ્ઠના અગ્રભાગથી મણકાઓ ફેરવતો, બગાસું-છીંક વગેરે ન કરતો ×××"

૧૩ આ જ પ્રમાણે મંત્રશાસ્ત્રના મૌલિક ધારણોને ખૂબ ચીવટ-ઝીણવટથી જણાવનારી "મંત્રરત્નમંજૂષા" (પટલ-૩)માં પણ ભૈરવપદ્માવતીકલ્પમાં પૂ. આ. શ્રીમલ્લિષેણસૂરિજીએ જણાવેલ મોક્ષાભિચાર૦ ગાથા અક્ષરશઃ-શબ્દશઃ મળે છે.

૧૪ વૈદિક આદિ તમામ જૈનેતર દર્શનને માનનારાઓમાં અંગુઠાથી ગણવાની એકધારી રીત આજે જોવા મળે છે.

૧૫ શ્રદ્ધોપજીવી તર્કની દૃષ્ટિએ વિચારતા આંગળીઓ નારીજાતિ અને અંગુઠ પુરૂષરૂપ હોઇ સત્ત્વ-શક્તિનો વ્યવસ્થિત વિકાસ અંગુઠથી કરાતા જાપથી થાય તે બંધ બેસતું લાગે છે.

૧૬ અનુભવની સરાણે અંગુઠજાપની વાતને ચકાસતા તો આજે શ્રીનમસ્કાર મહામંત્રના ચિંતન-મનન અને નિદિધ્યાસનમાં આકંઠમગ્ન મહાપુરૂષોના સંવેદનાત્મક આત્મહુંકારથી એ વાત સ્પષ્ટરૂપે નિશ્ચિત થાય છે કે—

"અંગુઠજાપ અત્યંત શક્તિપૂરક અને સાધકોને ઉપયોગી છે."

૧૭ વળી પ્રાચીન ગુરુમૂર્તિઓમાં શિલ્પશાસ્ત્રની મર્યાદા પ્રમાણે આચાર્ય ભગવંતોની પ્રવચનમુદ્રા, ઉપાધ્યાય ભગવંતોની અનુયોગમુદ્રા અને સાધુ ભગવંતોની સ્વાધ્યાયમુદ્રાનું વિધાન છે.

તે પ્રમાણે ફક્ત સાધુઓની મૂર્તિમા સ્વાધ્યાયમુદ્રા દર્શાવવા પરમોત્કૃષ્ટ શ્રીનમસ્કાર મહામંત્રનો સ્વાધ્યાય કરી રહ્યા હોવાનું દર્શાવવા નવકારવાળી હાથમા બતાવાતી

પૂ૦ આચાર્ય ભગવતોની મૂર્તિમા માત્ર પ્રવચનમુદ્રા શિલ્પશાસ્ત્રાનુસાર વિહિત હતી, પણ હાલમા ઉપલબ્ધ પૂ૦ આચાર્ય ભગવતોની મૂર્તિઓમા માળા શા કારણે હોય છે તે ગીતાર્થો પાસેથી સમજવા જેવું છે

પણ સૂક્ષ્મ નિરીક્ષણ કરતા જે જે સૂરિભગવતોની મૂર્તિમા માળા બતાવાઇ છે તે માત્ર દર્શાવવા ખાતર જ હોય તેમ સ્પષ્ટ જણાય છે, પ્રવચનમુદ્રા સાથે માળાનો ક્રમ સંગત નથી લાગતો

જેમ જેમ પ્રાચીન ગુરુમૂર્તિઓ તપાસીએ તેમ તેમ આ વાત વધુ સ્પષ્ટ થતી જાય છે

કયારેક તો અતિ પ્રાચીન આચાર્યોની મૂર્તિમા તો માળા દેખાતી પણ નથી

તે છતા નીચેના શિલ્પશાસ્ત્રના કેટલાક નમુના અંગુષ્ઠજાપની વાતનું સમર્થન કરનાર જાણવા મળ્યા છે—

આ વાત ઉપરથી વાસ્તવિક પરંપરા પૂ૦ આચાર્ય ભગવતોની મૂર્તિમા શી હોઇ શકે ? તે પણ તારવી શકાશે

(૧) ઉદયપુર (મેવાડ) મા જડીઓની ઓળમા હુમ્મડોના મંદિર તરીકે પ્રખ્યાત શ્રીશીતલનાથ પ્રભુના જિનાલયમા રંગમંડપમા જમણે હાથે પત્થરના જુના ભંડકિયામા એક બાજુના ઢીંચણનો જરા ભાગ જેવો હોવાથી અપૂજિત અવસ્થામા

રાખી મુકેલ (લોકોક્તિ પ્રમાણે પૂ૦ ગૌતમસ્વામીજીની) ૧૫" ઇંચી ગુરુમૂર્તિ અત્યંત સુંદર ભવ્ય શિલ્પકળાના બેનમૂન ઉદાહરણરૂપ છે

જેમા અ ગુષ્ઠથી માળા ગણતા હોવાનું અને ચાર આગળી (અધખુલી મુઠીરૂપે) પર માળા રાખી હોવાનુ સ્પષ્ટ છે

વળી આ મૂર્તિની વિશેષતા એ છે કે ઐતિહાસિકોના ધારવા પ્રમાણે ચૌદમી સદીના પૂર્વાર્ધ સુધી જે રિવાજ પ્રચલિત હતો તે મુહપત્તિને જમણા ખભે રાખવાનો-આ મૂર્તિમા સ્પષ્ટ જોવા મળે છે

(૨) ઉદયપુર [ખડા બજાર] મા રસ્તા ઉપર શ્રી ચૌમુખજીનું ભવ્ય જિનાલય છે, તેમા ગભારામા ડાબી બાજુ ખૂણે દક્ષિણ સન્મુખ ગુરુમૂર્તિ સુંદર કલાત્મક કમળના ઝીણા પાદડાની કોરણીવાળા આસન પર પ્રાય ૧॥ ફુટની છે-જેના પર નીચે વિ સ ૧૭૮૧ વર્ષે વૈ સુ ૬ શનિ બાકીનો લેખ પાછલી બાજુ સીમેન્ટમા દબાયેલ છે

આ મૂર્તિમા પણ ચાર આગળી પર માળા રાખી અ ગુઠથી જાપની મુદ્રા સ્પષ્ટ છે

(૩) ઉદયપુર (ધાનમ ડી) મા ભવ્ય ઊંચી બેઠકવાળુ શ્રી ઋષભદેવ પ્રભુનું જિનાલય છે, તેમા રગમ ડપમા જમણે ઝરૂખા જેવા ભાગમા ભવ્ય શ્વેત પાષાણની પ્રાય ૧॥ ફૂટની ગુરુમૂર્તિ છે-જેમા સ્પષ્ટ રીતે અ ગુઠાથી માળા ફેરવવાની મુદ્રા દેખાય છે જેના પર વિ સ ૧૯૫૭ જે સુ ૧૩ નો ઉલ્લેખ છે લેખ વધુ મોટો મૂર્તિને ચોફેર છે, પણ અસ્પષ્ટ બહુ છે

# અંગુષ્ઠ જાપને પ્રમાણિત કરતી ગુરૂ મૂર્તિઓ






ફોટામાં મણકા નાખી અંગુઠાથી ગણવાની
રીત સ્પષ્ટ દેખાય છે

(૪) આ જ જિનાલયમાં એક બીજી ગુરુમૂર્તિ ત્યાં જ છે—જેમાં ચાર આંગળી પર માળા સ્પષ્ટ દેખાય છે અને અંગુષ્ઠજાપ સમર્થિત થતો દેખાય છે જેના પર વિ સં ૧૯૫૨ વૈ સુ ૩ નો ઉલ્લેખ છે લેખ બહુ મોટો છે, પણ અસ્પષ્ટ છે

આ રીતે શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ અંગુષ્ઠથી કરવાના વિધાનને સમર્થક શાસ્ત્રપ્રમાણાદિનો વિચાર યથામતિ કર્યો છે

આ પ્રમાણે શાસ્ત્રીય જાપની મર્યાદાના અંગ તરીકે અંગુષ્ઠથી નિયતરૂપે જાપ અતિ મહત્ત્વની વસ્તુ છે, તે ધ્યાનમાં રાખી શ્રી નમસ્કાર મહામંત્રનો જાપ સહુએ કરવો ઘટે

શ્રીનમસ્કાર મહામંત્રના જાપમાં લેવાની માળા વિશિષ્ટ કોટિના માંત્રિક સંસ્કારોવાળી જોઈએ

અર્થાત્ જે રીતે કારીગરને ત્યાં ઘડાઈને તૈયાર થયેલી પ્રભુમૂર્તિમાં વિશિષ્ટ પ્રશસ્ત દ્રવ્ય-ક્ષેત્ર-કાલાદિની સામગ્રીએ ચોક્કસ વિધિ-વિધાનદ્વારા અધિકારી પુરુષોના વરદ હસ્તે અંજનશલાકાના બળે સર્વોત્તમ ભાવનું સંચારણ થવા રૂપ પ્રાણપ્રતિષ્ઠાદિ સંસ્કારોની અપેક્ષા રહે છે

તથા આવા માંત્રિક સંસ્કારોના બળે જ મૂર્તિ પ્રભુસ્વરૂપ બની દર્શન-વંદન-પૂજાદિને યોગ્ય બને છે, અને પ્રશસ્ત ભાવોલ્લાસ-નિર્જરાદિનું અંગ બને છે તેમ જ અપ્રશસ્ત-અશુચિ વાતાવરણ કે મહત્ત્વની આશાતનાદ્વારા તે સંસ્કારોની અસરમાં પરિવર્તન થવાથી પુનઃ અઢાર અભિષેક આદિ કરાવવા પડે છે તથા ખંડિત મૂર્તિઓને ભૂગર્ભ કે જળાશયમાં

પધરાવતા પહેલા માન્ત્રિક સંસ્કારોથી સંચારિત પ્રાણતત્ત્વનું વિસર્જન વિશિષ્ટ માન્ત્રિક રીતે કરવું પડે છે

તે મુજબ શ્રીનમસ્કાર મહામંત્રનું સ્મરણ જે માળાદ્વારા કરી પ્રબળ મોહના સંસ્કારોના અપસર્પણ કરવારૂપ મહત્ત્વનું કાર્ય સાધવું છે, તે માળાને પણ માન્ત્રિક સંસ્કારોની અપેક્ષા, સાધનાના માર્ગે વિહરતા મુમુક્ષુઓ માટે અત્યંત જરૂરી છે

ગમે તેવી માળા બજારમાંથી લાવી ગણવા માટે ઉપયોગમાં લેવી ઠીક નથી

પણ જાપ માટે લેવાતી માળા ૧૮ અભિષેક કરેલી, માળાના (આચાર દિનકર) ના પ્રતિષ્ઠા મંત્રથી પ્રતિષ્ઠિત અને સૂરિમંત્ર કે વર્દ્ધમાન વિદ્યાથી અભિમંત્રિત જોઈએ

જે રીતે પાષાણની મૂર્તિ વિશિષ્ટ આત્મશક્તિસંપન્ન મહાપુરુષોના વરદહસ્તે પ્રાણપ્રતિષ્ઠાદ્વારા પ્રભુ-ભગવાન સ્વરૂપ બને છે, તે રીતે યોગ્ય અધિકારી મહાપુરુષના આત્મબળના વાહક વિશિષ્ટ માન્ત્રિક તત્ત્વના સંચારથી માળા એ મોક્ષમાર્ગે સંચરવા ઉદ્યત થયેલ કલ્યાણકામી મુમુક્ષુઓ માટે મોહના સંસ્કારોને હટાવવા અમોઘ શક્તિધર સાધનરૂપ બની જાય છે

શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ જે માળાથી કરાતો હોય તે માળાથી અન્ય કોઈ પણ દેવ-દેવીના મંત્રનો જાપ ન કરવો

જ્ઞાની-ગીતાર્થોએ તો અમુક પ્રાથમિક ભૂમિકાવાળા આરાધકો માટે તો સાપેક્ષભાવે એવું પણ જણાવ્યું છે કે—

"શ્રીનમસ્કાર મહામંત્ર ગણવાની માળાથી શ્રીનમસ્કાર

મહામંત્ર સિવાય શ્રીસિદ્ધચક્રજી કે શ્રીશંખેશ્વર પાર્શ્વનાથ પ્રભુ આદિ શાસનની મર્યાદાનુસારનો કોઈ પણ ધાર્મિક તપના ગણણા વિગેરેનો જાપ પણ અમુક સમય સુધી ન કરવો હિતાવહ છે"

આ વાત સાપેક્ષ રીતે સાધકની પ્રાથમિક શક્તિઓના વ્યવસ્થિત વિકાસની માત્રાના ઘડતર માટે અત્યંત જરૂરી લાગે છે

શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ રોજ એકજ માળાથી કરવો

માળાની ફેરબદલી ન કરવાથી શક્તિઓના જે બીજકો માળાના મણકા પર અમુક ચોક્કસ રીતે આપણી આંતરિક શુદ્ધિ કે ભાવની ભૂમિકાના બળે કેન્દ્રિત થયા હોય તેનો ઉત્તરોત્તર સામૂહિક લાભ એક જ માળા ઉપર એકધારો અખંડપણે જાપ કરવાથી મળી શકે છે

કોઈની ગણેલી માળાથી શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ ન કરવો

તેમ જ આપણી માળા પણ બીજાને ગણવા આપવી નહિ

કોઈના હાથનો સ્પર્શ પણ આપણી માળાને થવા દેવો નહિ

મંત્રશક્તિ વિષે ઉંડાણથી અવગાહન કરતા એમ પણ જાણવા મળે છે કે-

"દરેક જીવ વિષેની શુભાશુભ કર્મપ્રકૃતિઓની પૌદ્ગલિક અસર બે હાથ અને બે પગના અગ્રભાગ-આંગળીઓ અને દૃષ્ટિદ્વારા બહારના વાતાવરણમાં ફેલાય છે"

" તેમા પણ દૃષ્ટિથી તો વિશેષ રીતે આત્મા ઉપર રહેલ શુભાશુભ કર્મપ્રકૃતિની અસર વહેવાનું અનુભવીઓ દર્શાવે છે "

તેથી અતરગ વિકાસની સહુની પોતપોતાની યથાયોગ્ય ભૂમિકાના આધારે જે અમુક જાતના શ્રીનમસ્કાર મહામત્રના જાપદ્વારા ઉપજેલ શક્તિબીજકો માળા ઉપર કેન્દ્રિત થયેલ હોય તે બીજાઓની દૃષ્ટિ પડવાથી વિખરાઇ જાય તે સ્વાભાવિક છે

માટે બને તો શ્રીનમસ્કાર મહામત્રનો જાપ એકાંતમા કરવો અને માળા પણ કોઇને બતાવવી નહિ બહુજ મર્યાદા પૂર્વક નિધાનની જેમ સાચવીને રાખવી

પણ અધિકારી મહાપુરુષોની વિશિષ્ટ આત્મશક્તિનો લાભ મેળવવા માટે માળાને તેવા મહાપુરુષોની દૃષ્ટિતળે કાઢવા કે તેવાઓના પુનિત સ્પર્શથી પવિત્ર બનાવવાનુ મહત્ત્વ પણ ભૂલવા જેવું નથી જ

આ રીતે શ્રીનમસ્કાર મહામત્રની અનત શક્તિઓમાથી આપણી યોગ્યતાનુસાર તે તે શક્તિઓને આપણા જીવનમા સચારિત કરવા સારૂ જાપમા ઉપર જણાવેલ બીજાના સ્પર્શ, દૃષ્ટિપાત આદિ વર્જવાની વાત અત્યત મહત્ત્વની છે

આનું વધુ રહસ્ય ગીતાર્થ જ્ઞાનીઓ પાસેથી સમજવા જેવું છે

ટૂકમા પ્રતિષ્ઠિત-અભિમત્રિત અને અધિકારી મહાપુરુષના હસ્તસ્પર્શ કે વાસક્ષેપથી દિવ્યશક્તિઓના સચારવાળી એક જ માળાથી એકાતમા વ્યવસ્થિત રીતે કરાતા શ્રીનમસ્કાર મહા॰

મંત્રના જાપદ્વારા પ્રત્યેક આરાધકની વિકસતી આત્મશક્તિ નવકારવાળીના તે તે મણકાઓ ઉપર કેન્દ્રિત થાય છે

પરિણામે અમુક સમય ગયા પછી આત્મશક્તિના કેન્દ્રણ વાળા તે તે મણકાવાળી માળાથી જાપ કરવાથી આત્મશક્તિઓનો ઝડપી વિકાસ થાય છે

તેથી શૂરા સુભટને લડાઇના મેદાનમાં ઝઝુમતા શિરોટીની પાણીદાર તલવારની જેમ આરાધક પુણ્યાત્માને મોહના સંસ્કારોથી ઉપજતા સંક્લેશ અવસરે આધ્યાત્મિક વિકાસના પથે ધપાવવારૂપે સાચી સફળતા વરવા માટે અમોઘ હથિયારરૂપ શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ બની રહે છે

તેથી જ શ્રીનમસ્કાર મહામંત્રને ચૌદપૂર્વના સારરૂપ જ્ઞાની ભગવંતોએ બિરદાવ્યો છે

કેમ કે સંક્લેશ વખતે બીજા બધા સાધનો જ્યારે પોતાની અસમર્થતા જાહેર કરે ત્યારે પણ પોતાની અખૂટ શક્તિઓના પૂરતા જથ્થા સાથે આરાધક ભવ્યાત્માને પડખે રહી સંક્લેશની નાગચૂડમાથી સહેલાઇથી તે છોડાવી દે છે

માટે માળા સંબંધી ચોકસાઇ ગુરુગમથી બરાબર સમજી શ્રીનમસ્કાર મહામંત્રનો જાપ કરવો ઘટે

### નિશ્ચિત સંખ્યા

જાપ કરનારે પોતાની વૃત્તિઓને જગતમાથી ફેરવીને આત્માભિમુખ કરવા માટે રોજ નિશ્ચિત કરેલ સંખ્યાને વળગી રહેવું જરૂરી છે

જેટલી સંખ્યાથી જાપ શરૂ કર્યો તે ધોરણને રોજ નિયત રૂપે ટકાવી રાખવું ઘટે

મરજી પ્રમાણે કે બેદરકારીથી અ-વ્યવસ્થિતપણે સંખ્યાના ધોરણ વિના કરાતો જાપ શક્તિઓના કેંદ્રને સર્જી શકતો નથી

આ રીતે સંખ્યાના ધોરણને જાળવીને કરાતા જાપથી આંતરિક શક્તિઓના વિકાસની દિશા સફલ રીતે મેળવાય છે

ઉપરના વિવેચનથી કદાચ કોઈને એમ લાગે કે "નવકાર ગણવામાં વળી આ બધી માથાકૂટ શી ? નવકાર તો ગમે ત્યારે ગમે તેમ પણ ગણી શકાય" વિગેરે

પરંતુ ખરી વાત એ છે કે-જ્ઞાનીઓએ ધર્મના અન્ય સાધનો કરતા શ્રી નવકાર મહામંત્રને આશયશુદ્ધિ માટે વધુ ઉપયોગી જાણી તેના સંસ્કાર અસ્થિમજ્જાગત દૃઢ કરવા માટે વારંવાર અને ગમે તેવી સ્થિતિમાં તેણે ગણવાની ભલામણ કરી છે પરંતુ ઉત્તમ સુંદર ચીજ પણ વ્યવસ્થિત રૂપે ઉપયોગમા લેવાય તો જ તેના વાસ્તવિક ફલને યોગ્ય મેળવી શકાય

એટલે "अतिपरिचयादवज्ञा" ની જેમ શ્રી નવકાર મહામંત્ર માટે બનવા પામ્યુ હોઇ આરાધકો તેની વ્યવસ્થિત ઉપયોગની દિશા કંઈક અંશે ભૂલી જવાના કારણે અત્યધિક પ્રમાણમા શ્રી નવકારનો જાપ કરવા છતા આજે કેટલીક વાર તેની સામાન્ય શક્તિઓ પણ નથી દેખાતી, પરિણામે મહામંત્ર અને સકલ દિવ્યશક્તિના નિધાનરૂપે બિરુદાવાએલા પણ શ્રી નવકાર મહામંત્ર પ્રતિ આરાધકોની જગતના અન્ય તુચ્છ મંત્રો પ્રતિ રખાતી વિવેકબુદ્ધિ-આદરવૃત્તિ જેવી પણ મનોવૃત્તિ નથી રહેતી

માટે એકડે એક ઘૂટવાની જેમ શ્રી નવકાર મહામંત્રને જાપની પ્રાથમિક ભૂમિકાથી આરાધવાની અત્યન્ત ઉપયોગિતા હોઇ ઉપરની પાયે બાબતો દરેક આરાધકે આત્મશક્તિના વિકાશની માગણી કરવા માટે આદરપૂર્વક અપનાવવી ઘટે

વળી આધુનિક કેટલાક પ્રયોગોથી એ વાત સાબિત થઈ છે કે, નિયત જગ્યાએ, નિયત સમયે અને નિયત સંખ્યામા ધારાબદ્ધ જાપ કરવાથી અમુક પ્રકારનુ ચોક્કસ વાતાવરણુ બંધાય છે જેમા પ્રવેશનાર ભયંકર આચાર વિચારવાળો પણ ચમત્કારિક રીતે તે વાતાવરણની પવિત્ર સંસ્કારોથી ઘડીભરને માટે રંગાઈ જાય છે

કેટલાક વર્ષો પહેલા એક અનુભવી વિદ્વાન વ્યક્તિ પાસેથી જાણવા મળેલ છે કે—

"નક્કી કરેલ જગ્યાએ, નક્કી કરેલા સમયે માત્ર પાચ જ મિનિટ પોતાના ગમે તે (અરિહંત, રામ, કૃષ્ણ, ઇશુ કે અલ્લાહ વિગેરે) ઇષ્ટદેવના જાપનો લાગલગાટ (એક પણ દિવસની ખામી પડવા દીધા સિવાય) બાર વર્ષ સુધી કરવામા આવે તો રોજના ફક્ત પાચ જ મિનિટના જાપમા નિયત આસન અને નિયત સમયનું બળ મળવાથી ત્યાના વાતાવરણમા જાપના અક્ષરોના આંદોલનનું એવું વિદ્યુત્ બલ પેદા થઇ સ્થાયી રૂપે બંધું રહે છે કે ભયંકર બંમારી, લૂંટફાટ અને ચારસોવીશને છાજે તેવા કુકર્મને કરનારાને ગમે તેવી લાલચ આપીને તે આસન ઉપર બેસાડવામા આવે તો સમય સંખ્યા અને આસનની નિયતતા જળવાયાથી બંધાએલ વાતાવરણ

તે ગૂડાના માનસ પર એવો પ્રભાવ પાડશે કે તે ગમે તે કોમ કે ધર્મનો હશે છતા આપોઆપ વગર પ્રેરણાએ આપણે જેનો જાપ બાર વર્ષ સુધી કર્યો હશે તે જ જાપ તે ગૂડાના મુખમાથી નિકળવા માડશે !”

આ છે આધુનિક વૈજ્ઞાનિક સત્ય !

આ છે સ્થાન, સમય અને સખ્યાની ચોકસાઈ જાળવવાનો મહિમા ! !

આ છે શબ્દશક્તિના વિદ્યુત્ તરગોનો અનુભવ ! ! !

માટે મોક્ષે ગએલ અનન્તાનત પુણ્યાત્માઓના વિશુદ્ધ આત્મબળની વાહકરૂપે દિવ્ય-શક્તિ-નિધાન અને અનાદિસિદ્ધ શ્રી નવકાર મહામત્રના અડસઠ વર્ણોને સમય, સ્થાન, સખ્યા, માળા અને દિશાની નિયમિતતા, વ્યવસ્થા અને મર્યાદાને જાળવી અખૂટ આત્મ શક્તિઓના શ્રોતને વહેતો કરવાનુ કામ હસ્તામલકની જેમ ગુરુગમથી સહેલુ કરવાની આરાધકોની પવિત્ર ફરજ છે



# મહામહિમશાલી શ્રીનવકાર

શ્રી નવકાર એ મનનું મન છે

ગુફા જેમ સિંહનું નિવાસસ્થાન છે, રાફડો જેમ સર્પનું નિવાસસ્થાન છે, જળાશય જેમ માછલીનું નિવાસસ્થાન છે, અને ઘર જેમ માનવીનું નિવાસસ્થાન છે તેમ મનને રહેવા માટેનું પરમ સ્થાન જો કોઈ હોય તો તે શ્રી નવકાર છે શ્રી નવકાર એ તેનું મહાભવન છે આજ સુધીના અધિક બહિર્ભ્રમણને કારણે તે એકાએક શ્રી નવકારમાં ભળી જઈ શકતું નથી પરંતુ જ્યારે તે શ્રી નવકારની છાયા સ્વીકારે છે, ત્યારે જ તેને સાચી શાંતિ પ્રાપ્ત થાય છે

શ્રી પંચપરમેષ્ઠિ નમસ્કાર એ અચિંત્ય ચિંતામણિકલ્પ છે

ચિંતામણિરત્ન ભૂખ્યાને ભોજન આપે છે જ્યારે અચિંત્ય ચિંતામણિ શ્રી પરમેષ્ઠિ નમસ્કાર તો ભૂખ્યાની ભૂખનો રોગ પણ કાઢે છે

ચિંતામણિરત્ન ભોગના અર્થીને ભોગ સામગ્રી આપે છે જ્યારે અચિંત્ય ચિંતામણિ શ્રીનવકાર તો ભોગની ભૂખને જ

ચિંતામણિરત્ન રોગીના રોગ મટાડે છે, પરંતુ અચિંત્ય ચિંતામણિ શ્રી નવકાર તો રોગીના રોગને જડમૂળમાંથી ઉખેડી નાખે છે

અમૃતપરિણામી છે શ્રી નવકાર

જેને તેનો સ્પર્શ થાય છે તેના પરિણામમાં આત્મ સમભાવનો ઝગહળાટ પથરાય છે

શ્રી નવકાર સાથેના વિધિ-નિષ્ઠાપૂર્વકના જોડાણ પછી, આરાધકની સઘળી જવાબદારીનો ભાર તેના શિરે ચાલ્યો જાય છે આરાધકનું કર્તવ્ય તે જોડાણને વધુ પુષ્ટ બનાવવાનું રહે છે તે જોડાણ ઢીલું ત્યારે પડે છે જ્યારે આરાધકનું મન શ્રી નવકારનું બનીને રહેવાને બદલે 'પોતાનું' બનવાની કુચેષ્ટા કરે છે

પોતાના મનને શ્રીપંચપરમેષ્ઠિ ભગવંતોની ભાવનાનું મન બનાવવા માટે શ્રીનવકાર છે એટલે જ શ્રીનવકારનો મંગલ પ્રારંભ 'ણમો' પદથી છે

મહાસત્ત્વના મહાસાગર સરખા શ્રી નવકારમાં મનના વિનીનીકરણનો મહાનાદ 'ણમો' પદમાંથી પ્રગટે છે તે નાદની અચિન્ત્યશક્તિ મનના પોતા પ્રત્યેના ગાઢ રાગને જીવમાત્ર પ્રત્યેના શુભભાવમાં પરિણત કરે છે

સતત ક્રિયાત્મક શુભભાવના પ્રબળ પ્રભાવે આરાધકનું શ્રીજિનાજ્ઞા સાથેનું જોડાણ દઢતર બને છે તેના પરિણામની પવિત્રતા વાતાવરણને પવિત્ર બનાવે છે તેના આચારમાં નમ

કાર ભાવનુ જેમ કળાય છે તેની સમગ્રતામા પરમાર્થ પરા યણતાનો મહાઓઘ પ્રગટે છે તેનો આત્મભાવ અરિહંતભાવના અગભૂત બનતો જાય છે વિશ્વોપકારી શ્રી સિદ્ધભગવતો સાથેના મિલનની તેની આતરિક ક્ષમતા ઉત્તરોત્તર વધતી જાય છે

આ રીતે પોતાના મનનુ શ્રી નવકાર સાથેનુ જોડાણ, પોતાના ભાવનુ શ્રી અરિહત ભાવ સાથેનુ જોડાણ, ભવવિ જયમા પરિણમે છે જીવનસિદ્ધિમા પરિણમે છે

નવકાર એ જગતનો નાથ છે, તે નક્કી જગતનો યોગ ક્ષેમકર છે, તમે તેને બધુ ભળાવી દઈ શરણભાવનો સ્વીકાર કરો, તે તમારી સઘળી જવાબદારી લઈ લેશે

ગાડીમા બેસવા જતા પોટલુ માથે ઉપાડવું પડે, પણ ગાડીમા બેઠા પછી માથે ઉપાડે તો બેવકૂફમા ગણાય ! તેમ તમે નવકાર મહામત્રનું શરણ સ્વીકારીને તમારો બધો જીવનનો ભાર તેને ભળાવી દો તમારે માથે ન રાખો

નવકારને શરણે જાઓ અને "હૃદય તરફ નજર રાખી" સવાર સાજ પ્રાર્થના કરો કે હે નાથ ! મને સદ્‌બુદ્ધિ આપો ! મારી પાપ બુદ્ધિનો નાશ કરો ! જો છ મહિના આ પ્રાર્થના કરવામા આવે તો ઘણા દોષો આપોઆપ વિલીન થઈ જાય

નવકાર મહામત્રના સતત સ્મરણ, જાપ અને ધ્યાનથી અતર-આત્મામા મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ ભાવના મોજા ઉછળવા માટે છે

નવકારના અક્ષરે અક્ષરે છે તે બધા મોક્ષનગરના આર

સઠ પ્રતિનિધિઓ છે તે દરેકની સાથે મંત્રણા એકાંતમાં ગુપ્ત રીતે કરવી જોઈએ

નમવું એટલે કેવળ મસ્તક ઝુકાવવું કે હાથ જોડવા એટલું જ નહિ, પરંતુ મસ્તક અને હાથની સાથોસાથ મન, મનમાંના વિચારો અને અંતઃકરણ પણ નમાવવું જોઈએ

કૂવામાં પડેલી ડોલ જ્યાં સુધી પોતાનું મસ્તક ઝુકાવીને કૂવાના પાણીને નમસ્કાર કરતી નથી ત્યાં સુધી તેને તેમાંથી એક ખોબાભર પણ પાણી મળતું નથી, તેમ માનવીની સાધના ગમે તેવી ઉગ્ર છતાં તે જ્યાં સુધી પોતાના સાધ્યને પોતાનું જીવન સમર્પિત કરતો નથી ત્યાં સુધી તેના અંતરમાં આત્મ તેજ રૂપી જળ પ્રવેશતું નથી

'ણમો' પોતે પોતાની શક્તિની ખાત્રી આપતા જણાવે છે કે જે કોઈ આવકારશે મને તેના ભાગ્યમાં ભવિષ્યમાં કોઈને ય નમવાનું નહિ રહે

નમવા જેવું ત્યાં જ છે બીજે નમીને સરવાળે ભટકવાનું જ રહેશે ગુલામી જેમને ખપતી હોય તે ભલે અક્કડ થઈને ફરે, પરંતુ વહાલું છે જેમને આત્માનું સ્વાતંત્ર્ય તેમણે તો જ્યારે ત્યારે સંસાર મુક્ત શ્રી અરિહંત ભગવંતાદિને નમવું જ પડશે

કારણ કે 'નમો' નમ્રતાની ખાણ છે, વિવેકનો પ્રદીપ છે, શિવપુરીનો પુલ છે, મુક્તિની વીણા છે અને કર્મ તાળાની ચાવી છે

નવકાર એ અક્ષરોનો સમૂહ જ નથી પરંતુ વિશ્વ ચૈતન્યનો અધિષ્ઠાતા છે

પ્રભુની પ્રતિમાને પત્થર સ્વરૂપે જોવામા જેમ પાપ સમા એલુ છે, તેમ મ ત્રને કેવળ અક્ષરો રૂપે જોવા, વાચવા કે સ્વીકારવામા પણ પાપ સમાએલુ છે

ત્રિભુવનમા અજવાળુ પાથરવાની ક્ષમતા વાળા શ્રી નવ કારનો યોગ, જીવને લાગેલા ભવોભવના પાપોને તોડી નાખે છે આગમા જેમ લાકડુ બળે છે, તેમ શ્રીનવકારના ધ્યાનમાથી પ્રગટતી જ્વાળાઓમા જન્મોજ મના સ ચિત કર્મો બળી જાય છે

ભૂમ ડલે વધતી જાય છે જે પાપની આધી, દુષ્કર્મોની વર્ષા, તેને પરાસ્ત કરવા માટે નવકાર સિવાયના બધા ઉપાયો લગ લગ મિથ્યા નીવડશે આત્માના અમાપ પ્રભાવને ખીલવવાની જે અખૂટ શક્તિ શ્રીનવકારમા રહેલી છે તે સમગ્ર વિશ્વના બીજા કોઈ મ ત્રમા નથી

"બધુ જાય તો ભલે જાય, પણ ન જવા દેશો એક શ્રીનવકારને"

"હશે જ્યા સુધી શ્રીનવકાર તમારા હૈયામા, ત્યા સુધી રહેવા જેવુ બધુ તમારી પાસે જ રહેશે, ને તમારી સેવા કરશે અને છૂટશે તો પણ તમારૂ કામ પૂર્ણ કર્યા પછી જ"

નમસ્કારની ક્રિયા, એ સન્માનનુ દાન છે સન્માનનું દાન સર્વ દાનોમા ચઢીઆતુ છે જે યોગ્ય સન્માન આપે છે તેનુ પુણ્ય ખૂટતું નથી તેનામા પાપનો પ્રવેશ થઇ શકતો નથી માટે સન્માનને પાત્ર વ્યક્તિને સન્માનનુ દાન કરવું, એ માન વજન્મનો અમૃલ્ય લ્હાવો છે

શ્રી પચ પરમેષ્ઠિ ભગવતો જગતમા સવશ્રેષ્ઠ સ માનના પાત્રો છે તેઓને નમસ્કાર કરવાથી સન્માનનું દાન થાય છે કારણ કે નમવું એ તેઓનુ મોટુ સન્માન છે તેઓને નમવાથી ' અહ ' નો પારો ઉતરી જાય છે અને સઘળા યોગ્ય જીવોને નમવાનું સત્ત્વ આત્મામા પ્રગટે છે

નમવાનું સત્વ જેમ જેમ પ્રગટે છે તેમ તેમ આત્મા મહાન બનતો જાય છે અને તે જેમ જેમ મહાન બને છે, તેમ તેમ તેના બાહ્ય અને અભ્ય તર શત્રુઓ શત્રુતા છોડીને તેના દાસ બનવા માડે છે પછી સ સારમા પણ તે આત્માને પીડવાનું સામથ્ય કોઇ ધરાવતું નથી

અનેક જન્મોના અપાર પુણ્યના ઉદયે સર્વજ્ઞ શ્રી વીતરાગ ભગવંતોના શાસનને પામેલા ભવ્યાત્માને વિશ્વોપકારી જીવનની સઘળી યોગ્યતા બક્ષનારા પરમમ ત્ર શ્રી નવકારને ઘડીભર માટે પણ વેગળો કરવો તે સ સારના ભયાનક હુમલાઓને નજીક આમ ત્રવા સમાન છે

સૂરજના ઉગવા છતા અધારુ ખસે નહિ તે કદી ન બને, તેમ હૈયામા શ્રી નવકારનુ રટણ ચાલતું હોય છતા અશુભનું બળ ન ઘટે તે સર્વથા અસભાવ્ય છે

જો પરભાવ વધ્યો હશે, તો તેનું પરદ્રવ્યો પ્રત્યેનું આકર્ષણ વધતું હશે જો સ્વભાવ વધ્યો હશે તો તેનુ સ્વદ્રવ્યો (જીવતત્ત્વ) અને તે બધા જીવદ્રવ્યોનુ સ્વરૂપ સમજાવનારા પચપરમેષ્ઠિ ભગવંતો પ્રત્યેનું આકર્ષણ વધ્યું હશે

જળ સ્વભાવે મધુર હોય છે તેમ શ્રી નવકાર સ્વભાવથી જ સ્વ-પર હિતકર છે

એક પુણ્યશાળી આત્મા શ્રી નવકારનો જાપ શરૂ કરે એટલે તેનું મન સુરક્ષિત બને મન સુરક્ષિત બને એટલે તેની વાણીની સુરક્ષા થાય વાણીની સુરક્ષા થાય એટલે તેનું વતન સલામત બને અને વર્તન સલામત બને એટલે તેનુ જીવન સલામત બને

મન, વચન અને કાયાની આ પ્રકારની સર્વોચ્ચ સુરક્ષા સર્વ જીવોની સુરક્ષામા પરિણમે

કારણ કે જાપ સમયે મન શ્રી નવકારને આધીન થવાથી કોઇ જીવ પ્રત્યેના અશુભનો ભાવ તેના ઉપર હુમલો નથી કરી શકતો મનની આ પ્રકારની સુરક્ષા વાણી અને વતનને સુરક્ષિત રાખે છે

મનમા જ્યારે કોઇનુ અશુભ ચિંતવવાનો ભાવ નથી રહેતો ત્યારે વાણી સ્વાભાવિકપણે હિતકર વચનોમા પરોવાય છે અને મન વચનની આ રીતની જાગૃતિ કાયાને ભાગ્યે જ અહિતકર માર્ગે વળવા દે છે

એટલે કે જે ભવ્ય આત્માને પોતાના મન, વચન, કાયાની સલામતી વહાલી હોય તેને શ્રી નવકાર વહાલો હોય

તૃષાતુર માણસને જેવો ભાવ જળ પ્રત્યે હોય, ભૂખ્યા માણસને જેવો ભાવ ભોજન પ્રત્યે હોય, એનાથી અધિક ભાવ દશેય દિશાના ભય વચ્ચે રહેલા પુણ્યશાળી માનવબંધુને શ્રી નવકાર પ્રત્યે

